# નિવેદન

મારું પહેલું સંકલિત પુસ્તક ‘હસતાં હસતાં સુખિયાં થયાં’ને વાંચકો તરફથી સારો આવકાર મળ્યો છે જેનાથી પ્રેરાઈને એવું જ આ બીજું સંકલન ‘હસે તેનું ના ખસે’ સૌ વાંચકોની સમક્ષ આજે રજુ કરી રહ્યો છું. આશા રાખું છું કે એ વાંચકોને ગમશે.

આ પુસ્તક આપને નવરાશની પળોમાં કે મુસાફરીમાં આનંદનો અનુભવ જરૂર કરાવશે એવી મને શ્રધ્ધા છે.

આમાં પણ મેં એ વાતની કાળજી રાખવા પ્રયત્ન કર્યો છે કે કોઈ મઝાક બે વખત ન આવે છતાં ક્યાંક એમ થઈ ગયું હોય તો વાંચકો મને એ માટે માફ કરશો. ઘણી બધી વાનગીઓ એક સાથે ચાખતાં બધીના સ્વાદ યાદ રાખવા જેવી આ બાબત છે એટલે એમાં ભૂલ થવી સંભવિત છે.

આ સંકલનને પણ હૂં પરદેશમાં વસેલા વાંચકોને ખ્યાલમાં રાખીને ક્રીએટ સ્પેસ તથા ભારતમાંના મારા પ્રકાશક એમ. એમ. સાહિત્ય પ્રકાશન મારફતે પ્રસિધ્ધ કરી રહ્યો છું.

આ પુસ્તક અંગે આપનાં કોઈ સલાહ સૂચનો હોય તો મને આપ મારા ઈમેલ પર મોકલી શકો છો. મારું ઈમેલનું સરનામું છેઃ jd4books@gmail.com

આપનો

જયંતીભાઈ પટેલ

# લેખકનાં અન્ય પુસ્તકોઃ-

***નવલકથા***

સ્મૃતિસંતાપ
સમણાં
સ્વર્ગયાત્રા
ધરતીને છેડે ઘરડાઘર?
બેગમ
ગોમતીગઢનો ખજાનો
શેઠ વરણાગીલાલ
વસમા ઓરતા
મનેખ માટીનાં
ધરતીનો બીજો છેડો
જો થઈ છે!
અંતાણી નિવાસ
મેલા મનનું માણસ
હરિયાળી ધરતીનાં મનેખ (અન્ય લેખકો સાથે)
છૂટાછેડાઃ ઓપન સીક્રેટ (અન્ય લેખકો સાથે)
જાસુસ (અન્ય લેખકો સાથે)

***વાર્તાસંગ્રહ***

થોડી હસી મઝાક

# *હસે તેનું ના ખસે*

ગૂગલના સીઇઓ તરીકે સુંદર પિચાઈ એમની ઑફિસમાં બેઠા છે એમની સેક્રેટરી આવીને પૂછે છેઃ "સર, તમારી કેબિનની બહાર લીંબું અને મરચાં કેમ લટકાવ્યાં છે?"

સુંદર પિચાઈઃ 'ઇટ ઇઝ એન્ટી વાયરસ ટેકનોલોજી મેઇડ ઇન ઇન્ડિયા.'

¤¤¤

સોનિયા ગાંધી નરેન્દ્ર મોદીનેઃ 'એ મોદી, બડા વિકાસ વિકાસ બોલતા હૈ ના, દમ હૈ તો મેરે મુન્ને કી બુદ્ધિ કા વિકાસ કર કે દિખા! મેરા ખુલ્લા ચેલેન્જ હૈ.'

¤¤¤

પતિઃ 'મારી આ નવી ટી-શર્ટને ઉલ્ટી કરીને ઈસ્ત્રી કરજે.'

પત્નીઃ 'સારુ.'

થોડીવાર પછી પતિઃ 'ટી-શર્ટને ઈસ્ત્રી થઈ ગઈ?'

પત્નીઃ 'કેવી રીતે કરું? પણ હજી મને ઉલ્ટી જ નથી થતી.'

¤¤¤

તાજેતરમાં જ અમેરિકાએ દાવો કર્યો છે કે, મંગળ, શનિ વગેરે ગ્રહોના સંશોધનમાં તેમણે 147 બિલિયન ડોલર ખર્ચ્યા છે. આ ડોબાઓને કોણ સમજાવે, આપણા દેશમાં તો જ્યોતિષીઓ માત્ર 100 જ રૂપિયામાં આ બધા ગ્રહોની દશા બદલી નાખે છે.

¤¤¤

અમિતાભ બચ્ચનઃ ' મૈં હું ડોન.'

શાહરૃખખાનઃ 'મૈ હું ડોન.'

દાઉદ ઇબ્રાહીમઃ 'અચ્છા મતલબ મૈં તો સુરમા ભોપાલી.'

¤¤¤

મહેશ પહેલીવાર સાસરે ગયો. સાસુએ થોડા વધુ ભણેલાનો દેખાવ કરતાં, જરા અંગ્રેજીમાં જમવા વિશે પૂછ્યું: 'તમારી ફેવરિટ ડિશ કઈ?'

જમાઈ: 'ટાટા સ્કાય.'

¤¤¤

પત્નીઃ 'જાનુ આજે શું જમીશ? આજ તો તું બહુ હેન્ડસમ લાગે છે જાનુ, તું કહીશ એ બનાવીશ આજ તો જમવામાં, બોલ.' પતિ ફટાફટ ડાયરીનાં પાનાં ઉથલાવા માંડ્યો.

પત્નીઃ 'શું થયું જાનુ? કઈં બોલતો કેમ નથી?'

પતિઃ 'બસ એ જ ચેક કરુ છું કે, છેલ્લે જ્યારે-જ્યારે તેં મને જાનુ કહી બોલાવ્યો હતો ત્યારે કેટલો-કેટલો ખરચો થયો હતો?'

¤¤¤

હવે એ અફવા કોણે ફેલાવી કે ગાડીના સાયલેન્સર પર 'મનમોહનસિંહ' લખી દો તો અવાજ બંધ થઈ જાય છે!

અને એ અફવા કોણે ફેલાવી કે રાધે મા કહે છે: 'વ્હાય શુડ ઓલ ધ બાબાઝ હેવ ફન?'

¤¤¤

એક સમય હતો જ્યારે બેને લડતા જોઈને ત્રીજો છોડાવવા માટે આવતો હતો. આજે મોબાઇલમાં વિડિયો ઉતારે છે!

¤¤¤

મહેશ: 'સર, મારી પત્ની મારી સાથે ફરવા જવા ઇચ્છે છે, એટલે મારે એક વીકની રજાની જરૂર છે.'

બોસ: 'હજી ગયા મહિને તો પત્ની બિમાર હતી એટલે રજા લીધી હતી. હવે કોઇ સંજોગોમાં રજા નહીં મળેય'

મહેશ: 'થેન્ક્યૂ સર. મને હતું જ કે મારા મુશ્કેલીના સમયમાં તમે જ મને મદદ કરશો.'

¤¤¤

એક દારૂડિયો રાત્રે બે વાગે દારૂની દુકાને જઈને દરવાજો ખખડાવે છે. દારુડિયો: 'દારૂ છે?'

દુકાનદાર: 'જા જા હવે ઘરે જઈને સૂઈ જા. રાતના બે વાગ્યા છે ખબર પડે છે કે નહીં?'

દારૂડિયો: 'કામચોર, તું સુપ્રીમ કોર્ટ કરતાં પણ મોટો છે? સુપ્રીમ કોર્ટ આખી રાત જાગી શકે તો તું કેમ નહીં?'

¤¤¤

ભગો જ્યોતિષીને તેનો હાથ બતાવવા ગયો. જ્યોતિષી: 'બેટા, આજ તારાથી કોઇ નિરાશ થઈ શકે છે.'

ભગો: 'સાચું જ કહો છો તમે, હું આજે મારું પર્સ ઘરે જ ભૂલી ગયો છું.'

¤¤¤

તેણે મને છોડી દીધો. તેણે મને છોડી દીધો. હવે મોબાઇલની બેટરી નથી થતી લો કે નથી ખાલી થઈ જતું બેલેન્સ.

¤¤¤

વીરઝારામાં શાહરૂખ ખાન પાકિસ્તાનની જેલમાં ગયો અને 22 વર્ષ સબડ્યો.. બજરંગી ભાઇજાનમાં સલમાન ખાન પણ પાકિસ્તાનની જેલમાં ગયો,  બરાબરનો માર ખાધો અને થર્ડ ડિગ્રી ટોર્ચર પણ સહન કર્યું. ખરો સાવજ તો આપણો શનિ દેઓલ જ ને! એણે તો પાકિસ્તાનીઓને માર્યા પણ ખરા અને તેમની ડંકી પણ ઉખાડી લાવ્યો.

¤¤¤

છગન: 'વાઘ-બકરી ચાનું નામ કેવી રીતે પડ્યું ખબર છે તને?'

મગન: 'લે એ તો કંપનીવાળાઓને ખબર, આપણને શું ખબર?'

છગન: 'લે એટલું પણ નથી ખબર: એકવાર મોદી અને

રાહુલ ગાંધી સાથે ચા પીવા બેઠા હતા, ત્યારથી જ એ ચાનું નામ વાઘ-બકરી ચા પડી ગયું.'

¤¤¤

ઑફિસના ટોઇલેટમાં લખેલું એક ઉપયોગી સુવાક્યઃ 'શાંતિથી બેસ બકા, પગાર ચાલુ છે!'

¤¤¤

કંજૂસનો બાબોઃ 'બાપા, હું ટી.વી. જોઉં?'

બાપઃ 'જો, પણ ચાલુ ના કરતો!'

¤¤¤

એક ઘરડું મચ્છર યુવાન મચ્છર આગળ બળાપો કાઢતા કહે છેઃ 'તમને શું ખબર સંઘર્ષ કોને કહેવાય. અમારા જમાનામાં સ્ત્રીઓને ડંખ મારવા માટે એટલી ખુલ્લી જગ્યા જ ક્યાં મળતી હતી?'

¤¤¤

છ મહિના પહેલા પેલા લાલજીભાઈએ મોદીનો સૂટ ચાર કરોડ એકત્રીસ લાખમાં ખરીદ્યો....

અને અહીં છ દહાડા પહેલા મારી ઘરવાળીએ મારું એક પેન્ટ અને ત્રણ શર્ટ ફક્ત એક તપેલીના બદલામાં વેચી માર્યાં. બેઇજ્જતીની હદ થાય છે, યાર!

¤¤¤

સન્તાઃ 'યે ખડ્ડા ક્યું ખોદા હૈ?'

બન્તાઃ 'ઓ યે, મુઝે અમેરિકા જાના હૈ ના.'

સન્તાઃ 'તો ઉસમેં ખડડે ખોદને કી ક્યા જરૂરત?'

બન્તાઃ 'ઘોંચુ, પાસપોર્ટ કે લિયે ફોટુ ચાહિયે ના?'

સન્તાઃ 'તો? ફોટુ કા ખડ્ડે સે ક્યા કનેક્શન?'

બન્તાઃ 'અરે બેવકૂફ, પાસપોર્ટ કે ફોટો મેં પેટ કે ઉપર કા હિસ્સા આના ચાહિયે! ખડ્ડા ઇસ લયે ખોદ રહા હું કિ પેટ કે નીચે કા

હિસ્સા ફોટો મેં ન આયે.'

સન્તાઃ 'મગર યહાં તો પહલે સે તીન ખડ્ડે ખુદે હુએ હૈ, ફિર ચોથા ક્યું?'

બન્તાઃ 'ઓ યે તું બેવકૂફ હી રહેગા પાસપોર્ટ કે લિયે ચાર ફોટો ચાહિયે.'

¤¤¤

એક સુંદર યુવતી પરીક્ષાના હોલમાં આવીને બેસે છે. બધાની નજરો એની ઉપર છે. યુવતીને ખ્યાલ આવે છે કે તે પેન ભૂલી ગઈ છે. લટ્ટુ થયેલા છોકરાઓ પેન આપવા આગળ આવે ત્યાં એક બેબી દોડતી આવીને કહે છેઃ 'મમ્મી, મમ્મી આ લે તારી પેન !'

બધા દંગ થઈને બોલ્યા: 'મમ્મી?

સુંદર યુવતી શરમાઈને બોલીઃ 'ના એટીકેટીનો સાતમો ટ્રાય ચાલી રહ્યો છે!'

¤¤¤

એક વ્યક્તિ હોસ્પિટલમાં ઈમરજન્સી વોર્ડમાં તેના બેડ પર સુતો હતો ત્યા ડોક્ટરે દરવાજો ખોલ્યો અને તે વ્યક્તિ પાસે આવ્યો.

ડોક્ટરે કહ્યું: 'તમારા માટે એક સારા સમાચાર છે, અને એક ખરાબ!'

તે વ્યક્તિએ પહેલા ખરાબ સમાચાર સાંભળવાનું પસંદ કર્યું.

ડોક્ટરે કહ્યું: 'ખરાબ સમાચાર એ છે કે અમે તમારા બન્ને પગ કાપી નાખ્યા છે!'

વ્યક્તિએ કહ્યું: 'હે ભગવાન! તો પછી સારા સમાચાર શું છે?'

ડોક્ટરે કહ્યું: 'સારા સમાચાર એ છે કે સામે જે માણસ બેઠો છે, એ તમારા બૂટ ખરીદવાની ઈચ્છા ધરાવે છે!'

¤¤¤

બબલી (તેના બિમાર પતિ ગગડુ ને): 'તમે જાનવરના ડૉક્ટરને દેખાડો, તો આરામ થશે!'

ગગડુ: 'તે કેમ?'

બબલી: 'રોજ સવારે કૂકડાની જેમ વહેલા ઊઠી જાવ છો, ઘોડાની જેમ દોડીને ઑફિસ જાવ છો, ગધેડાની જેમ દિવસભર કામ કરો છો, ઘરે આવીને કૂતરાની જેમ દરેક પર ભસો છો અને રાતે ખાઈને ભેંસની જેમ સૂઈ જાવ છો. બિચારો માણસોનો ડૉક્ટર તમારો શું ઈલાજ કરશે!'

¤¤¤

એક બુઝુર્ગ પતિ-પત્ની કારમાં પોતાના ઘરે જઈ રહ્યાં હતાં. પત્ની ગાડી ચલાવી રહી હતી ત્યા સામે એક સિગ્નલ આવ્યુ જે વૃધ્ધ પત્નીને દેખાયું નહીં.

આગળ પોલીસ કર્મચારીએ ગાડી ઉભી રાખી અને કહ્યું: 'મેડમ, તમને ખ્યાલ છે તમે ટ્રાફિક નિયમ તોડ્યો છે?'

પત્ની થોડું ઊંચું સાંભળતી હતી તેથી તેણે પતિ સામે ફરીને પૂછ્યું કે પોલીસવાળો શું કહે છે?

પતિએ કહ્યુ: 'એ કહે છે કે તેં ટ્રાફિકનો નિયમ તોડ્યો છે.'

પોલીસ કર્મચારી: 'મેડમ, શું હું તમારુ લાઈસન્સ જોઈ શકું?'

પત્ની ફરી તેના પતિ સામે ફરીને પૂછ્યું કે શું કહે છે પોલીસવાળો?

પતિએ કહ્યું: ‘પોલીસ કર્મચારી તારું લાઈસન્સ જોવા માગે છે.’

પત્નીએ પોલીસ કર્મચારીને લાઈસન્સ આપ્યું. પોલીસ કર્મચારીએ લાઈસન્સ જોઈને કહ્યું: ‘અચ્છા તો તમે અમદાવાદના છો. હું પણ ત્યાં ઘણો સમય નોકરી કરતો હતો. અને એક દિવસ અત્યંત બદસુરત મહિલા સાથે ડેટ પર ગયો હતો. આજ સુધી તેના જેવી ભયંકર અને કદરૂપી બાઈ મેં જોઈ નથી!’

પત્ની તેના પતિ સામે ફરીને પૂછ્યું કે પોસીલવાળો શું કહેતો હતો.

પતિએ કહ્યું: ‘એ કહે છે કે તને ઓળખે છે!’

¤¤¤

બબિતાને લઈને જેઠાલાલના દિમાગમાં એક જ કાંટો હતો: ઐયર. જ્યારે પણ જેઠાલાલ બબિતા સાથે વાત કરવાનો મેળ પાડવાની કોશિષ કરે, ઐયર ગમે ત્યાંથી ટપકી પડતો, અને જેઠાલાલના પ્લાન પર પાણી ફરી જતું. તેથી ઐયરનો બદલો લેવાનું જેઠાલાલે નક્કી કર્યુ. મગજમાં, 'ક્યા કરૂં....ક્યા કરુ.' વિચારતા વિચારતા, જેઠાલાલના દિમાગમાં એક આઈડિયા આવ્યો.

એક દિવસ બબિતા અને ઐયર સોસાયટી કમ્પાઉન્ડમાં જેઠાલાલને મળી જાય છે, તો જેઠાલાલ બબિતાને કહે છે: 'બબિતાજી, મારે ઐયર ભાઈને 1000 રૂપિયા આપવા છે, પણ એક નાની શરત છે. હું 1000 રૂપિયા નીચે પાડીશ, અને ઐયરભાઈ તે ઉપાડે ત્યાં સુધી હું માત્ર પાછળ ટપલી મારીશ. ઐયરભાઈને કહો, 'ભાયડા' હોય તો આવે મેદાનમાં.'

ઐયરને લાગ્યું આમાં જરૂર જેઠાલાલની કોઈ ચાલ છે. પણ છતાંય મર્દાનગીનો સવાલ હતો તેથી ઐયર વિચારમાં પડી ગયો. બબિતાએ ઐયરને કાનમાં કહ્યું: 'અરે નીચેથી 1000 રૂપિયાની નોટ ઉપાડતા કેટલી વાર લાગે! હજુ જેઠાલાલ ટાપલી મારે તે પહેલાં જ તમે ઉપાડી લેશો. પછી તો રૂપિયા તમારા જ છે ને. એ પણ મફતમાં. આવી નાની બાબતમાં જો તમારી મર્દાનગી લાજે તો હું કેમ જીવી શકું. તમે હા પાડી દો. કંઈ નહી થાય.એ ટાપલી મારે તે પહેલાં તો રૂપિયા તમારા હાથમાં હશે!'

બબિતાની ઈમોશનલ અને પ્રેરણાદાયક વાણી સાંભળીને ઐયરે પણ ચેલેન્જ સ્વીકારી લીધી. જેઠાલાલ ઐયરને ઉપર ઘરે લઈ ગયો અને બન્ને તેના રૂમમાં ચાલ્યા ગયા.

અડધો કલાક રહીને ઐયર ઘરે પાછળ હાથ ઘસતો ઘસતો દુ:ખી ચહેરા સાથે આવ્યો. તે પરસેવે રેબઝેબ અને દર્દથી કણસતો હતો, અને જેઠાલાલને ગાળો ભાંડતો હતો: 'મૈ જેટાલાલ કો ચોળુંગા નહીં.'  બબડતો હતો.

આશ્ચર્યચકિત થઈને બબિતાએ પૂછ્યુ: 'ઐયર, આ શું થયું?'

ઐયરે કહ્યુ: અરે બબિતા, જેઠાલાલે ચીટિંગ કરી છે. તે સાલાએ તો 1000 રૂપિયાના છૂટ્ટા નીચે ફેંક્યા. હું વીણતો રહ્યો, અને તે મને પાછળ ધડાધડ ટપલા મારતો જ રહ્યો. હાય રે. બહુ દુખે છે.'

¤¤¤

એક દિવસ સન્ટા બન્ટાના ઘરે આવ્યો. તે ભયંકર લાગતો હતો. કારણ કે તેના ચહેરા પર ખુશી હતી પણ તેના હોઠ સૂજીને દડા જેવા થઈ ગયા હતા.

બન્ટાએ આશ્ચર્ય સાથે પૂછ્યું: ‘યાર સન્ટા, આ તારા હોઠને શું થયું?’

સન્ટાએ કહ્યું: ‘અરે કાંઈ નહીં, એ તો મારી વાઈફ તેના પિયર ગઈ એટલે...’

બન્ટાને સમજાયું નહીં તેથી પૂછ્યુ: ‘પણ ખુશીથી કાંઈ હોઠ થોડા સોજી જાય, શું થયું એ તો કહે?’

સન્ટાએ કહ્યું: ‘અરે કાંઈ નહીં, યાર. કાલે હું મારી વાઈફને રેલ્વેસ્ટેશન મૂકવા ગયો. ત્યારે ટ્રેનમાં બેસાડીને મારી ખુશી સમાતી ન હતી. તેથી ખુશીમાં મેં ટ્રેનના એન્જીનને ચૂમી લીધું!’

¤¤¤

એક વ્યક્તિએ તેના છોકરા માટે એક રોબોટ ખરીદ્યો. આ રોબોટની વિશેષતા એ હતી કે જ્યારે પણ કોઈ ખોટું બોલે તો તરત જ જોરથી થપ્પડ મારતો હતો.

છોકરો: ‘પપ્પા, આજે હું સ્કૂલ નહીં જાઉં, મારા પેટમાં દુખે છે.’ (સટ્ટાક).

પપ્પા: ‘જોયુ ને ખોટું બોલવાનું પરિણામ. હું જ્યારે તારી ઉંમરનો હતો ત્યારે ક્યારેય ખોટું બોલતો નહોતો.’ (સટ્ટાક).

વાઈફ(હસતાં હસતાં બોલી): ‘તમારો જ દીકરો છે.’(સટ્ટાક).

¤¤¤

એક જ કોલોનીમાં રહેતી સાત મહિલાઓ વચ્ચે ઝઘડો થઈ ગયો અને વાત એટલી વધી ગઈ કે મામલો કોર્ટ સુધી પહોંચી ગયો.

જ્યારે કોર્ટની કાર્યવાહી શરૂ થઈ ત્યારે જજની સામે ભીડ લાગેલી હતી. દરેક મહિલા પોતાની વાતો કહેવા લાગી અને એટલો હંગામો થયો કે થોડી વાર માટે તો જજ પણ ગુસ્સામાં આવી ગયા. કોઈની વાત સ્પષ્ટ જાણી શકાતી ન હતી.

છેવટે જજે હથોડો પછાડીને 'ઓર્ડર'...'ઓર્ડર'ની રાડ પાડી, અને થોડી વાર શાંતિ થઈ. ત્યારબાદ જજે કહ્યુ કે સૌથી વરિષ્ઠ મહિલા આગળ આવીને વાત રજૂ કરે.

ત્યાં જ કેસ પૂરો.

¤¤¤

પાકિસ્તાનના સ્પીન બોલર શકીન મુસ્તાકે લગ્ન કર્યાં તો પહેલી રાતે તે ખુબ નર્વસ હતો. પણ જેમ તેમ તેણે રાત પસાર કરી નાખી.

જો કે તેને થોડા દિવસોમાં ખયાલ આવી ગયો કે તેની વાઈફનાં આ ત્રીજાં લગ્ન છે. તેથી તે ખુબ નારાઝ થયો કે તેની સાથે દગો થયો છે. વિરોધી ટીમ સામે જેમ જુસ્સા સાથે આવે તેમ ગુસ્સામાં તે વાઈફ પાસે ગયો. અને ગુસ્સા અને દુખ સાથે બરાડ્યો: ‘તેં મને દગો દીધો? આ તારાં ત્રીજાં લગ્ન છે? તું આવું કરી જ કેમ શકે!’

પત્નીએ સામો એક લાફો ઝીંકીને કહ્યું: ‘મૂર્ખ, તેં ક્યારેય જોયું છે કે સ્પીન બોલરને નવો દડો આપવામાં આવ્યો હોય!'

¤¤¤

સન્ટા 'કોન બનેગા કરોડપતિ'માં પહોંચ્યો..

અમિતાભ બચ્ચન: ‘સન્ટાજી, અગલા સવાલ યે રહા આપકી સ્ક્રીન પર. યે બતાઈએ કી આપકી વાઈફ રાત કો કોન સે કલર કી લિપસ્ટીક લગા કે સોતી હૈ?’

A: રેડ

B: પિન્ક

C: બ્રાઉન, યા ફીર

D: યેલો.

સન્ટા.: ‘લાઈફ લાઈન યુઝ કરની હૈ.’

બચ્ચન: ‘ઘડિયાલ બાબુ શાંત હો જાઈએ. સન્ટાજી

લાઈફલાઈન યુઝ કરના ચાહતે હૈ. બતાઈએ, કૌનસી લાઈફલાઈન આપકો યુઝ કરની હૈ? સાન્ટા, ફોન યા ફ્રેન્ડ!'

'ફ્રેન્ડ.' કહ કર સનેટાને ફોન લગાયા: 'અબે બન્ટા, મેરી વાઈફ રાત કો સોતે વખ્ત કોન સી લીપસ્ટીક લગાતી હૈ?'

¤¤¤

એક ભયંકર રીતે પીધેલો વ્યક્તિ બારમાં જઈને થોડા પેગ ચડાવે છે. અને થોડી વાર બાદ તેને એક સુંદર મહિલા દેખાતા તેની પાસે જઈને કિસ કરી લે છે. તે મહિલા ઊભી થઈને તેને ત્રણ લાફા ચોડી દે છે.

થોડો સ્વસ્થ થઈને તે વ્યક્તિ કહે છે: 'સોરી. મને એમ કે તમે મારા વાઈફ છો. તમે દેખાવમાં તેના જેવાં જ છો.'

'શું કહ્યું, લુચ્ચા, ગધેડા, દારૂડિયા! શરમ નથી આવતી? નકામો ક્યાકનો.' મહિલા બરાડી ઊઠી.

'શું વાત છે. તમારો અવાજ પણ મારી વાઈફ જેવો જ છે!' દારૂડિયાએ આશ્ચર્ય વ્યક્ત કર્યું.

¤¤¤

એક મહિલા તેના પતિથી છૂટાછેડા ઇચ્છતી હતી.

કોર્ટમાં મહિલાએ કહ્યું: 'જજ સાહેબ! મારો પતિ એક નંબરનો લોફર છે. તે માત્ર ત્રણ ચીજોમાં ડૂબેલા રહે છે: દારૂ, જુગાર અને ઘોડાની રેસ. આ ત્રણ ચીજો સિવાય કોઈ બાબત તેમના માટે મહત્ત્વની નથી. અને એટલું જ નહીં, તેમને લગ્નની તારીખ પણ યાદ રહેતી નથી.'

આ સાંભળીને પતિ બરાડ્યો: 'આ આરોપ બિલકુલ ખોટો છે, જજ સાહેબ! મને બરાબર યાદ છે કે જે દિવસે અમારાં લગ્ન થયાં હતાં, તે દિવસે 10 નંબરનો ઘોડો જીત્યો હતો!'

¤¤¤

મલ્લિકા શેરાવત ડૉક્ટર પાસે પહોંચી. ડૉક્ટરને કહ્યું: 'ડૉક્ટર સાહેબ, મેં વધારે પડતો દારૂ પીવાનો શરૂ કરી દીધો છે. અને જ્યારે હું વધારે પી લઉં છું, ત્યારે જે વ્યક્તિ પણ સામે આવી જાય તેની

સાથે પ્યાર કરવાની ઈચ્છા થાય છે. કોઈ ઉપાય  બતવશો પ્લીઝ?'

ડૉક્ટરે કહ્યું: 'આ તો બહુ અજીબ કહેવાય મેડમ. પણ ચાલો પહેલાં આપણે એક એક પેગ લગાવીએ પછી વિચારીશું કે શું કરવાનું છે!'

¤¤¤

એક વખત જેઠાલાલ અને ભીડે પરિવાર ટ્રેનમાં સફર કરવા નીકળ્યા. તો ટ્રેનમાં બારી પાસેની સીટ માટે દયા અને માધવી લડવા લાગી.

દયા કહેતી કે તેને ગરમી લાગે છે, બારી ખુલ્લી રહેવા દો.

માધવી કહેતી કે તેને ઠંડી લાગે છે, બારી બંધ રહેવી જોઈએ.

બન્ને ઝઘડો કરવા લાગી અને એક સમયે તો મારવા સુધી બન્ને એકબીજાના વાળ ખેંચવા લાગી.

ત્યાં જેઠાલાલ પાણીની બોટલ ભરીને આવી પહોંચે છે: ‘અરે કેમ ઝઘડો છો (બન્નેનો જવાબ સાંભળીને) દયા, પહેલા જોઈ તો લે. બારીમાં કાચ જ નથી. નોનસેન્સ!’

¤¤¤

સંતા: ‘બજારમાં આપણો માલ વેચાતો નથી. તેના વેચાણ માટે કંઈક કરવું પડશે.’

એક દોસ્ત: ‘માલની કિંમત દસની જગ્યાએ વીસ કરી દો અને રિડક્શન સેલનું બોર્ડ લગાવી દો.’

¤¤¤

એક સાધુ શરાબી સાથે ટકરાઈ ગયો

સાધુ: ‘હું તને શ્રાપ આપું છું જા.’

શરાબી: ‘ઊભા રહો હું ગ્લાસ લઈને આવું છું.’

¤¤¤

એક મહેફિલ ચાલતી હતી ત્યાં એક ફકીર પહોંચી ગયા. બધાએ તેમને ઉડાવવા માંડ્યા.

ફકીર કહે: ‘હું ખુદાનો બંદો છું ને ભૂલથી તમારી આ મહેફિલમાં આવી ગયો છું પણ તમે મારી આવી મશ્કરી ન કરો.’

તોય પેલા લોકોએ મશ્કરી કરવાનું ચાલુ જ રાખ્યું અને ફકીરે વિનવવાનું. એવામાં એક ચમત્કાર થયો હોય એમ બધા ગભરાઈ ગયા. બધાને કાંઈ દેખાતું ન હતું. બધા ફકીરને પગે લાગવા માંડ્યા કહે: ‘અમને માફ કરો. અમે આપને ઓળખ્યા નહીં.’

પેલો ફકીર કહે: ‘અલ્યા, બેવકુફો લાઈટ ગઈ છે. મનેય કાંઈ દેખાતું નથી.’

¤¤¤

જગતમાં બે નેટવર્ક સૌથી ફાસ્ટ છે.

1. ઈ-મેલ,

2. ફીમેલ.

1 મિનિટમાં અહીંની વાત ત્યાં પહોંચી જાય છે.

¤¤¤

‘હું વીસ વર્ષથી એક જ વાત નોટ કરું છું.’

બંતા: ‘એ શું?’

સંતા: ‘જ્યારે ફાટક બંધ હોય છે ત્યારે જ ટ્રેન આવે છે.’

¤¤¤

એક ખાતેદારે બહુ નમ્રતાથી બેંક ટેલરને પૂછ્યું: ‘બહેન, હું આ ચેક ભરું છું તે કેટલા દિવસમાં ક્લિયર થશે?’

‘ઓછામાં ઓછા બેથી ત્રણ દિવસ તો થશે જ.’

પણ બેન મારો ચેક તો સામેની જ બેંકનો છે છતાં બે ત્રણ દિવસ કેમ?’

‘શું કરીએ ભાઈ, અમારે પ્રોસીજર પ્રમાણે જ ચાલવું પડે છે. સમજો કે તમારું મોત સ્મશાનની સામે જ થાય તોય પહેલાં તો તમારું ડેડબોડી તમારે ઘેર જ લઈ જશે પછી બધાં સગાં ને પાડોસીઓને ખબર કરશે પછી સ્મશાને લઈ આવશે. એવી રીતે અમારે પણ ચેક પહેલાં તો ક્લિયરિંગમાં મોકલવો પડશે ને!’

¤¤¤

એક દિવસ એક વ્યક્તિએ ક્લાસીફાઈડ જાહેર ખબર આપી, ‘પત્ની જોઈએ છે.'

બીજે જ દિવસે સો જેટલા જવાબ મળ્યા: બધામાં લખ્યું હતું: ‘મારી લઈ જાવ.’

¤¤¤

‘આવી રીતે ગાયને પથ્થર ન મરાય. ગાય તારી મા જેવી છે. તેનું સન્માન કરવુ જોઈએ!’

બીજા દિવસે અમુક મહેમાન તેના ઘરે આવ્યા અને છોકરીને તેના બાપ વિશે પુછ્યું.

છોકરીએ જવાબ આપ્યો: ‘પપ્પા મમ્મીને નવડાવી રહ્યા છે!’

¤¤¤

એક મહિલા તેના મિત્રો સાથે કારમાં જઈ રહી હતી. ત્યાં એક મેડિકલ સ્ટોર દેખાતાં તેને દવા લેવાનું યાદ આવી જાય છે. તેને બર્થ કન્ટ્રોલ પીલ લેવાની હતી. તે સ્ટોરમાં જઈને પ્રિસ્ક્રીપ્શન દેખાડીને કહે છે: ‘જલ્દીથી આ દવા આપી દો, ગાડીમાં મારા ચાર મિત્રો રાહ જોઈ રહ્યા છે!’

¤¤¤

છોકરો: ‘મમ્મી, હું જયારે શુ શુ કરવા જાઉ છું લાઈટ પોતે ચાલુ થઈ જાય છે.’

મમ્મી, બૂમ પાડી: ‘અરે, તું ફરીથી ફ્રિજમાં શુ શુ કરી આવ્યો?’

¤¤¤

રાધા, 'વાસણ ને ચકાચક સાફ કરવા માટે તું શું વાપરે છે?'

સવિતા, 'મારા પતિને!'

¤¤¤

કરીના કપુર: ‘મારી પાસે તો ઢગલાબંધ ફ્રેન છે.’

આલિયા ભટ્ટઃ ‘ઠીક છે. મારી પાસે તો એસી છે!’

¤¤¤

સન્તાઃ ‘મેરી બીવી જવાન હૈ.’

બન્તાઃ ‘તો ઉસે બોર્ડર પે ભેજ દે ના !’

¤¤¤

પત્નીઃ ‘મૈં હરરોજ પૂજા કરતી હું, પ્રાર્થના કરતી હું, કાશ એક દિન શ્રીકૃષ્ણ ભગવાન કે દર્શન હો જાય.’

પતિઃ ‘એક બાર મીરાબાઈ કી તરહ ઝહર પીને કી ટ્રાય કર! શ્રીકૃષ્ણ ક્યા, સારે ભગવાન કે દર્શન હો જાયેંગે!’

¤¤¤

પતિઃ ‘મુઝે નીંદ નહીં આ રહી...’

પત્નીઃ ‘જાકે બર્તન સાફ કર દો, આ જાયેગી.’

પતિઃ ‘નીંદ મેં બડ બડા રહા હું! પગલી.’

¤¤¤

બીકેએસ આયંગર ૯૬ વરસ સુધી જીવ્યા. એમણે જિંદગીભર યોગા કર્યું હતું.

ખુશવંત સિંહ ૯૯ વરસ સુધી જીવ્યા. એમણે જિંદગીભર વ્હીસ્કી પીધી હતી.

વાતનો સાર એ છે કે યોગા કરતાં વ્હીસ્કી તમને ૩ વરસ વધારે જીવાડે છે!

¤¤¤

સન્તાઃ ‘મૈં સિંઘમ રિટર્ન દેખને ગયા થા.’

બન્તાઃ ‘કૈસી થી?’

સન્તાઃ ‘અરે નહીં, હાઉસફૂલ થી.’

બન્તાઃ ‘ફિર?’

સન્તાઃ ‘ફિર ક્યા, સન્તા રિટર્ન!’

¤¤¤

બન્તાને સિપાઈઓ પકડીને અકબર પાસે લઈ ગયા.

અકબરે કહ્યું: 'ઈસે બંદી બના લો!'

બન્તાએ હાથ જોડીને પોકાર કર્યાઃ 'હુજુર! મુઝે બંદા હી રહને દો.'

¤¤¤

'તુમ મુઝે ખૂન દો.'

'જીહાં, તુમ મુઝે ખૂન દો.'

'ધ્યાન સે સુનો, તુમ મુઝે ખૂન દો.'

'તુમ્હી સે કહ રહા હું. તુમ મુઝે ખૂન દો.'

'મૈં તુમ્હેં તીન બજે તક રીપોર્ટ દે દૂંગા.'

- ગુપ્તા પૅથોલોજી

¤¤¤

અવાજની ગતિ ખરેખર વિચિત્ર હોય છે.

આપણાં માબાપો આપણે ૧૪ વરસના હોઈએ ત્યારે કંઈક કહે છે. પણ, આપણે ૪૦ વરસના થઈએ ત્યારે જ એ વાત સંભળાય અને સમજાય છે!

¤¤¤

યશોમતી મોમ સે ટોકિંગ નંદલાલા

વ્હાય રાધા ફેર એન્ડ વાય આઈ એમ કાલા

બોલી સ્માઈલ - સ્માઈલ મૈયા

લિસન મેરે લાલા

વો સિટી કી ગર્લ એન્ડ યુ વિલેજ કા ગ્વાલા, ધેટ ઈઝ વ્હાય યુ કાલા.

¤¤¤

અમુક સીધી સાદી વાતો પણ વિચાર કરતા મૂકી દે તેવી

હોય છે. જેમ કે મેં કયાંક સાંભળ્યું હતુંઃ ‘જો શર્ટનું પહેલું બટન ખોટું લાગે તો બાકીનાં બટન પણ ખોટાં જ લાગે છે.’

- શાંતિલાલ દરજી.

¤¤¤

યે પેડ, યે પત્તે, યે શાખેં
પરેશાન હો જાયેં
અગર પરિંદે ભી હિન્દુ
ઔર મુસલમાન હો જાયે!
સુખે મેવે તો યું
હૈરાન હો ગયે હૈં
ન જાને કબ નારિયલ હિન્દુ
ઔર ખજુર મુસલમાન હો ગયે?
ન મસ્જિદ કો જાનતે હૈં
ન શિવાલોં કો જાનતે હૈં
જો ભૂખે પેટ હોતે હૈં
વો સિર્ફ નિવાલોં કો
જાનતે હૈ.

¤¤¤

વિજ્ઞાનના શિક્ષકે કહ્યુંઃ ‘બાળકો પાણીનો કોઈ રંગ હોતો નથી.’

ત્યાં રઘો બોલ્યો: ‘એ સાહેબ, તો આ યો યો હનિસિંગે શું કામ ગાયું છે કે 'બ્લૂ હૈ પાની પાની પાની!’

¤¤¤

લાલુ યાદવ જ્યારે રાજકારણમાં સક્રિય ન હતા ત્યારે તે નોકરીની શોધ કરી રહ્યા હતા. એક જગ્યાએ નોકરી માટે ફોર્મ મોકલવાનુ હતું. જેમાં દરેક કોલમને પૂર્ણ કરી.

એક જગ્યાએ પૂછવામાં આવ્યું, "Salary Expected".

આ કોલમમાં લાલુએ લખ્યું, "YES..."

¤¤¤

જેઠાલાલે ટપુને પૂછ્યુ: ‘બેટા, હું જ્યારે તને મારું છું, ત્યારે તું ગુસ્સા પર કાબુ કેવી રીતે મેળવે છે?’

ટપુ: ‘હું સંડાસ સાફ કરવા લાગી જાઉં છું. ટોયલેટ ક્લીન કરવાથી મનને શાંતિ મળે છે.’

જેઠાલાલ: ‘પણ સંડાસ સાફ કરવાથી તને કેમ ગુસ્સા પર કાબુ રહી શકે?’

ટપુ: ‘ટોયલોટ સાફ કરવા હું તમારું ટૂથ બ્રશ વાપરું છું.’

¤¤¤

ગાઈડ (નાયગ્રા ના મુલાકાતીઓને): ‘આ નાયગ્રા ફોલ છે. અહીં તમારુ સ્વાગત છે. આ દુનિયાનો સૌથી મોટો વોટરફોલ છે અને તેનું પાણી જ્યારે નીચે પડે ત્યારે એમાં એટલી તાકાત હોય છે કે જોરદાર અવાજ ઉત્પન્ન થાય છે. આ એટલો પાવરફુલ અવાજ હોય છે કે જો 20 સુપરસોનિક પ્લેન પણ ઉપરથી ઊડે તો પ્લેનનો અવાજ પણ ના સંભળાય. હવે હું મહિલાઓને વિનંતિ કરું છું કે તેઓ થોડું ધીમે બોલે જેથી આપણે નાયગ્રાનો અવાજ સાંભળી શકીએ.’

¤¤¤

એક વ્યક્તિને ટેલિગ્રામ મળે છે: ‘તમારી વાઈફ ગુજરી ગઈ છે. તેને દફનાવવી છે કે અગ્નિસંસ્કાર કરવો છે?’

પતિએ જવાબ મોકલ્યો: ‘કોઈ ચાન્સ લેવાની જરૂર નથી. પહેલાં અગ્નિસંસ્કાર કરી તેની રાખને દફનાવી દો!’

¤¤¤

એક વૃધ્ધ મહિલા ક્રુઝ શીપમાં રેલિંગ પાસે ઊભી હતી. તેણે પનામા હેટને એટલી ટાઈટ પકડી હતી, કારણ કે તે ઊડી ન જાય. મધદરિયે તો પવન ફુંફાડા મારતો જ હોય.

થોડી વાર બાદ એક સજ્જન વ્યક્તિ ત્યાં આવીને મહિલાને

કહે છે: 'માફ કરજો મેડમ, હું કોઈ ખલેલ પહોંચાડવા નથી માગતો પણ તમને ખયાલ છે કે તમારો ડ્રેસ પણ હવામાં ઊડી રહ્યો છે?'

'હા મને ખ્યાલ છે.' મહિલાએ કહ્યું, 'પણ મારા બન્ને હાથ આ ટોપી પકડવામાં કાર્યરત છે. હું ડ્રેસ કેવી રીતે પકડું?'

'પણ તમને ટોપીની એટલી ચિંતા છે? તમારો ડ્રેસ ઊડી રહ્યો છે, તમને ખયાલ છે તેનાથી શું થાય?' સજ્જને કહ્યું.

'અરે એ બધું તો 85 વર્ષ જૂનું છે. આ ટોપી તો હજુ કાલે જ લીધી છે. એટલે મને તેની જ ચિંતા વધારે હોય ને!'

¤¤¤

નાથાલાલ આર્થિક રીતે તંગ થઈ ગયો હતો. અચાનક તેને એક દિવસ પૈસા ભરેલી બેગ મળે છે. નાથાલાલ તરત એફ એમ સ્ટેશનમાં ફોન કરે છે: 'હેલો, મને ગગડુલાલનું બેગ મળ્યુ છે, જે સરખેજ વિસ્તારમાં રહે છે. તેની બેગમાં 1000000 રૂપિયા અને માસ્ટર કાર્ડ છે. અને તે સિવાય થોડા દસ્તાવેજો પણ છે.'

આરજે: 'વાહ, તમે તો ઈમાનદાર અને સાચા માણસ લાગો છે. તમારા જેવા લોકો આજે પણ આપણા દેશમાં હોય તે ગર્વની વાત છે. તમે જ દેશનું સાચું ભવિષ્ય છો. તો શું તમે તેમને બેગ પાછી આપવા માગો છો?'

ઈમરાન: 'અરે, ના ના. શું હું ગાંડો છું! આ તો હું તેમને એક સેડ સોન્ગ ડેડીકેટ કરવા માગું છું. પ્લીઝ પ્લે કરી આપજો.'

¤¤¤

ઈમરાન હાશમી રાત્રે ઘરે આવ્યો તો તેની વાઈફ બબલીએ તેના ગળામાં હાથ વીંટાળીને રોમાન્ટીક થઈને કહ્યું: 'એક મસ્ત સમાચાર છે! મને એક મહિનો થઈ ગયો છે. હવે આપણા ઘરે પણ બેબી આવશે! ડોક્ટરે મારો ટેસ્ટ કર્યો છે. પણ જ્યાં સુધી ખાતરી ના થઈ જાય, આપણે કોઈને કહીશું નહીં!'

ઈમરાન ખુશ થઈ ગયો. બીજા દિવસે બબલીને બોમ્બે ઈલેક્ટ્રીસીટી સપ્લાય કંપની તરફથી ફોન આવે છે. કારણ કે ઈમરાને ઈલેક્ટ્રીસીટીનું બિલ ચૂકવ્યું ન હતું.

'શું હું મિસિઝ ઈમરાનથી વાત કરી શકું?'

'હા, બોલું છું.' બબલીએ કહ્યું.

ઓપરેટરે કહ્યું: 'તમારો મહિનો ઓવરડ્યુ છે, તમને ખયાલ છે?'

'પણ તમને કેવી રીતે ખબર પડી?' બબલીએ ચોંકીને પૂછ્યું.

'મેડમ, તમારો રેકર્ડ અમારી ફાઈલમાં છે!' ઓપરેટરે જવાબ આપ્યો.

'વ્હોટ? તમારી ફાઈલમાં? કેવી રીતે?' બબલીએ એકદમ આશ્ચર્ય સાથે કહ્યું.

'હા. અમારી પાસે જેનો મહિનો ઓવરડ્યુ થયો હોય તેને શોધવાની સિસ્ટમ છે!'

'હે ભગવાન! આ શું થઈ રહ્યું છે? હદ થઈ ગઈ.'

'મેડમ, આઈ એમ સોરી. પણ મને પણ ઓર્ડર ફોલો કરવા પડશે. તમારા એક મહિના વિશે મને તમારા હસબન્ડ સાથે વાત કરવી પડશે.'

'તે તમારી કંપની સાથે કાલે વાત કરશે.' બબલીએ કહ્યું, અને ફોન મૂકી દીધો.

રાત્રે ઈમરાન આવ્યો તો બબલીએ સઘળી વાત કરી અને ઈમરાન ધુંઆપુંઆ થઈ ગયો. અને બીજા દિવસે સવારે ન્હાયા ધોયા વગર જ ઈલેક્ટ્રીસીટી કંપનીની ઑફિસે પહોંચી ગયો.

'આ શું ચાલી રહ્યું છે? તમારી પાસે મારી વાઈફની ફાઈલ છે જેમાં તેને એક મહિનો ઓવરડ્યુ છે તેમ લખેલું છે? આ કયા પ્રકારનો બિઝનેસ છે તમારો?' ઈમરાન ટેબલ પર હાથ પછાડીને બરાડ્યો.

'થોડા શાંત થઈ જાવ. તમારે માત્ર અમને પેમેન્ટ કરવાનું છે.' કાઉન્ટર પર બેઠેલી રિશેપ્શનીસ્ટે કહ્યું.

'તમને પેમેન્ટ કરવાનું છે? હદ થઈ ગઈ. અને જો હું પે કરવાનો ઈન્કાર કરું તો?'

'તો પછી તે કેસમાં કનેક્શન કાપ્યા સિવાય કોઈ ઉપાય નહીં રહે.'

‘અચ્છા. તો પછી મારી વાઈફ શું કરશે?’ ઈમરાને પૂછ્યું.

‘મને ખયાલ નથી. પણ કદાચ તેમને મીણબત્તીથી કામ ચલાવવું પડશે!’

¤¤¤

લાલુ યાદવ લંડન ગયા અને બીજે દિવસે સાંજે ઘરની યાદ આવી તો રબડીને ફોન કરવાનું વિચાર્યું. તેણે ઘરે ફોન લગાવ્યો,

લાલુ યાદવ: ‘ઓ હલ્લો!’

રિપ્લાય: ‘હેલો.’

લાલુને આંચકો લાગ્યો કારણ કે તે અજાણ્યા પુરુષનો અવાજ હતો.

લાલુ: ‘કોણ બોલે છે?’

રિપ્લાય: ‘સાહેબ, હું બહાદુર.’

લાલુ: ‘બહાદુર? તું ક્યાંથી આવ્યો?’

બહાદુર: ‘સાહેબ, મેડમે મને અહીંયા રાખ્યો છે.’

લાલુ ને આશ્ચર્ય થયું કે જે દિવસે તે ત્યાંથી ગયો તે દિવસે જ રબડીએ બહાદુરને કામે રાખી લીધો. સ્વસ્થ થઈને લાલુએ કહ્યું: ‘અચ્છા, મેડમને ફોન આપ.’

બહાદુર: ‘સાહેબ, મેડમ સાહેબ સાથે બેડરૂમમાં છે!’

આ સાંભળીને લાલુનો ચહેરો ગુસ્સાથી લાલ થઈ ગયો. તેણે ફોનમાં રાડ પાડી: ‘ધ્યાનથી સાંભળ બહાદુર! તારો સાચો સાહેબ હું છું. તે કોઈ ઉલ્લુનો પઠ્ઠો છે. હવે ડ્રોઇંગ રૂમમાં જઈને મારી ગન કબાટ પાસે લટકતી હશે, તે જલ્દી લઈ આવ!’

થોડી સેકન્ડ પછી બહાદુર પાછો આવ્યો: ‘સાહેબ, મારી પાસે ગન આવી ગઈ છે!’

લાલુ: ‘હવે ડ્રોવરની પાસે જો ક્યાંક ગોળીઓ પડી હશે. તેને ગનમાં ભરી ને લોડ કરી નાખ!’

થોડા સમય પછી બહાદુરે કહ્યું: ‘સાહેબ, ગન તૈયાર છે.’

લાલુ: ‘હવે અંદર જઈને મેડમ અને તે લબાડને શૂટ કરી નાખ!’

લાલુને ફોન પર બે ધડાકા સંભળાય છે. થોડી વારમાં બહાદુર પાછો ફોન પર આવી ને કહે છે: ‘સાહેબ, મેં બન્નેને શૂટ કરી દીધાં છે. હવે ડેડ બોડીનું શું કરું?’

લાલુ: ‘તેને પાછળના બગીચામાં લીમડાના ઝાડ નીચે દાટી દે.’

બહાદુર: ‘મને સમજાયું નહીં સાહેબ! આ તો 15મા માળે એપાર્ટમેન્ટ છે. અહીં કોઈ ગાર્ડન નથી!’

લાલુ: ‘ઓહ સોરી. રોન્ગ નમ્બર.’

¤¤¤

સન્ટા તેની કોલોનીમાં રહેતા દોસ્ત બન્ટાના ઘરે જઈને દરવાજો ખખડાવે છે. બન્ટાની વાઈફ બહાર આવી  તો સન્ટાએ પૂછ્યું: ‘તમને પ્રેમ કરતા આવડે છે?’ આ સાંભળીને બન્ટાની વાઈફે ધડામથી દરવાજો બન્ધ કરી દીધો. થોડી વાર પછી વળી સન્ટા આવી ને દરવાજો ખખડાવે છે, અને એ જ સવાલ પૂછે છે. બન્ટાની વાઈફે ‘ગેટ આઉટ’ કહીને દરવાજો બંધ કરી દીધો.

થોડી વાર પછી તેણે બન્ટાને ઘટના વિશે કહ્યું. બન્ટાએ કહ્યું: ‘કાંઈ વાંધો નહીં. હું ઘરે રહીશ.’

બીજા દિવસે સન્ટા પાછો આવ્યો. આ વખતે બન્ટા બંદુક પકડીને છુપાઈને ઊભો રહી ગયો. વાઈફે દરવાજો ખોલ્યો અને જ્યારે સન્ટાએ પ્રશ્ન પૂછ્યો: ‘શું તેને પ્રેમ કરતાં આવડે છે, તો વાઈફે જવાબ આપ્યો: ‘હા.’

સન્ટાએ આગળ કહ્યું: ‘બહુ સરસ! તો પછી થોડો તારા પતિને પણ આપ! અને કહી દે તારા પતિને કે મારી વાઈફથી દૂર રહે.’

¤¤¤

એક મહિલા રસોડામાં નાસ્તો બનાવી રહી હતી, ત્યારે અચાનક પતિ ત્યાં આવી પહોંચ્યો અને બબડવા લાગ્યો. ‘ધ્યાન રાખ, ધ્યાન રાખ. થોડું બટર વધારે હોં, હે ભગવાન. હજુ વધારે

બટર જોઈશે. ધ્યાનથી, વધારે પડી ના જાય. ઓહ ભગવાન જ્યારે તું રસોઈ બનાવતી હો ત્યારે મને સાંભળતી જ નથી. જલ્દી કર. જલ્દી. કાંઈ ખબર પડે છે કે નહીં? જો ક્યાંક મીઠું રહી ન જાય. જો જો.'

આ લબલબ સાંભળીને વાઈફ અકળાઈને બોલી: 'શું માથું પકાવો છો? શું મને ખબર નથી કે રસોઈ કેમ બનાવાય?'

પતિએ શાંત થઈને જવાબ આપ્યો: 'હું તો તને બસ એ જ અનુભવ કરાવવા માગતો હતો જે મને ડ્રાઈવિંગ કરતી વખતે થાય છે.'

¤¤¤

એક મહિલાને તેની કંપનીની ટ્રેનિંગ માટે બે અઠવાડિયા ઈટલી જવાનું થાય છે. તેનો પતિ તેને એરપોર્ટ પર મૂકવા આવે છે.

'ગુડ ટ્રીપ હની.' પતિએ કહ્યું. પત્નીએ હસતાં હસતાં પૂછ્યું: 'ઈટલીથી શું લઈ આવું તમારા માટે?'

પતિ હસતાં હસતાં કહે છે: 'એક ઈટાલીયન છોકરી.'

પત્નીએ શાંતિથી સાંભળ્યું અને ચાલી ગઈ. બે અઠવાડિયા પછી પતિ તેની પત્નીને લેવા એરપોર્ટ ગયો.

'કેવી રહી ટ્રીપ, ડાર્લિંગ?'

'એકદમ મસ્ત.' પત્નીએ કહ્યું.

'તો મારી ગિફ્ટ ક્યાં છે?' પતિએ હસતાં હસતાં ફરી પૂછ્યું.

'કઈ ગિફ્ટ?' પત્નીએ પૂછ્યું.

'અરે ભૂલી ગઈ? ઈટાલીયન છોકરી!' પતિ એકદમ મસ્તીના મૂડમાં હતો.

'અચ્છા એ?' પત્નીએ કહ્યું.' એમાં તો હું કરી શકતી હતી મેં થાય એટલું કર્યુ છે. પણ એ છોકરી છે કે નહીં, તે જોવા હવે તમને 9 મહિના રાહ જોવી પડશે.'

મોરલ: સ્ત્રી સાથે મજાક કરવી નહીં, ક્યારેક તેમનામાં આશ્ચર્યજનક અને ખતરનાક બુધ્ધિ આવી જાય છે.

¤¤¤

ટીચર: ‘પપ્પુ બતાવ અકબરનું શાસન ક્યાંથી ક્યાં સુધી ફેલાયેલુ છે.’

પપ્પુ: ‘સર, અમારી ઈતિહાસના પુસ્તકમાં પેજ નંબર 110 થી 117 સુધી.’

¤¤¤

સંતા: ‘ક્યાં જઈ રહ્યો છે?’

બંતા: ‘હુ મારે ગામ જઈ રહ્યો છું.’

સંતા: ‘પણ હાથમાં આ દૂરબીન કેમ છે?’

બંતા: ‘અસલમાં, હું મારા એક દૂરના સગાને જોવા જઈ રહ્યો છું.’

¤¤¤

---

બોયફ્રેંડ - હું તને કયારનો ફોન કરું છું ઉપાડતી કેમ નથી ? ગર્લફ્રેંડ -(શરમાવીને) એ હું ..એ હું રીંગટોન પર નાચી રહી હતી

¤¤¤

ટીન્ની- મમ્મી શું વહું વગર કોઈના લગ્ન થઈ શકે છે? મમ્મી - નહીં બેટા, લગ્ન માટે વહુનું હોવું જરૂરી છે. ટીન્ની - પણ મામાના લગ્નના સામાનની જે લિસ્ટ પપ્પાએ બનાવી છે તેમાં તો વહુંનું નામ જ નથી.

¤¤¤

---

વૃધ્ધ પત્નીએ પોતાની બહેનપણીને કહ્યુ - મેં મારા પતિની દાંતથી નખ તોડવાની આદત છોડાવી નાખી. બહેનપણી બોલી - કેવી રીતે ? પત્ની - મેં તેમના દાંત સંતાડીને...

¤¤¤

જેઠાલાલ ને બબિતા વિના હવે ગમતું ન હતું. તે ક્યારનો બબિતાને પ્રપોઝ કરવા માગતો હતો પણ હિંમત થતી ન હતી. પણ એક દિવસ રાત્રે નક્કી કરી નાખ્યું કે આજે કમસે કમ મેસેજ તો કરી જ દેવો. ઘરે ગયો તો સુંદર જેઠાલાલના ફોન પર વાત કરી રહ્યો હતો. માંડ વાત પુરી થઈ ત્યારે જેઠાલાલના હાથમાં તેનો ફોન આવ્યો. રાત્રે 11 વાગ્યે હિંમત ભેગી કરીને જેઠાલાલે મેસેજ ટાઈપ કર્યો,

---

'બબિતા જી...આઈ લવ યુ.. તમારી સાથે ડેટ પર જાવું છે. પ્લીઝ મને રિપ્લાય કરીને જણાવો કે તમને કેવું લાગે છે.'

આટલું લખીને જેઠાલાલે ફોન બાજુમાં મૂકી દીધો. થોડી વાર પછી ફોનમાં એક એલર્ટ મેસેજ આવ્યો. પણ આ મેસેજ જોવાની હિંમત જેઠાલાલમાં ન હતી. મનમાં ટેન્શન ચાલતું હતું. તેથી જેઠાલાલે આગલા દિવસે મેસેજ જોવાનું નક્કી કર્યું. બીજા દિવસે સવારે જેઠાલાલ ઉઠ્યો. બ્રશ કર્યું અને ન્હાઈને વાળ ઓળ્યા અને નાસ્તો પતાવ્યો. પછી રૂમમાં જઈને મોબાઈલ ઉઠાવ્યો અને મેસેજ વાંચ્યો,

"Dear customer you have insufficient balance to complete your request. kindly recharge your account and try again)"=D

¤¤¤

મલ્લિકા શેરાવત એક દિવસ કુદરતી દ્રષ્યો નિહાળવા ગીરના જંગલોમાં ફરવા આવી. ત્યાં એક જગ્યાએ સુંદર ઝરણુ વહી રહ્યુ હતું. આવુ સ્વચ્છ પાણી મલ્લિકાએ ક્યારે જોયુ ન હતુ. તેથી તેણે અંદર ડૂબકી મારીને સ્વિમિંગ કરવાનુ નક્કી કર્યું.

કપડા ઉતારીને મલ્લિકા સુંદર પાણીમાં સ્વીમિંગ કરવા માટે ડાઈવ લગાવી દીધી..

થોડી વારમાં ત્યાં ચોકીદાર પપ્પુ આવી ગયો અને કહ્યું, 'મેડમ, અહીયાં સ્વીમિંગ પર પ્રતિબંધ છે.'

મલ્લિકા, 'તો પછી હું કપડાં ઉતારતી હતી ત્યારે મને કેમ ન કહ્યું?'

પપ્પુ, 'કારણ કે તેના પર પ્રતિબંધ નથી.'

¤¤¤

એક દિવસ સન્ટા બસમાં જઈ રહ્યો હતો. તેની બાજુમાં એક મહિલા બેઠી હતી જે તેના છોકરાને બોટલમાં દૂધ પીવડાવવાનો પ્રયત્ન કરી રહી હતી. પણ તે છોકરો આનાકાની કરતો હતો.

‘જો તું દૂધ નહી પીવે, તો બાજુમાં બેઠેલા અંકલને તે આપી દઈશ.’ એમ કહીને મહિલાએ છોકરાને મનાવવાનો પ્રયાસ કર્યો..

ત્રણ કલાક સુધી ઘણી વખત આ ગડમથલ ચાલી અને ફરી મહિલાએ એ જ કહ્યું: ‘જો તુ દૂધ નહીં પીવે, તો બાજુવાળા અંકલને

આપી દઈશ.'

આ સમયે સન્ટાએ ગળામાં ખોંખારો ખાઈને કહ્યું: 'જુઓ મેડમ, પહેલાં બરાબર નક્કી કરી લો. મને ખરેખર તો બે કલાક પહેલાં ઉતરવાનું હતું પણ તમારા લીધે હજુ હું બસમાં જ છું.'

¤¤¤

એક વખત દિગ્વિજય સિંહે ક્લીનીક પર બોર્ડ વાંચ્યું,

'અહીં કોઈ પણ ઈલાજના 500 રૂપિયા ચાર્જ છે. અને જો અમે તમારો ઈલાજ ન કરી શકીએ તો તમને 1000 રૂપિયા પાછા આપવામાં આવશે.'

દિગ્વિજયને લાગ્યું પોતાની બુધ્ધિક્ષમતાથી તે 1000 રૂપિયા ચોક્કસ મેળવી લેશે. એક અનુભવી રાજકારણીની બુધ્ધિ સામે ડૉક્ટરની શું વિસાત? આમ વિચારીને દિગ્ગી રાજા ક્લીનીકમાં ગયા. અને ત્યાં જઈને ડૉક્ટરને કહ્યું: 'ડૉક્ટર સાહેબ, મને કોઈ સ્વાદનો ખયાલ જ નથી આવતો.'

ડૉક્ટરને નર્સને 22 નંબરના બોક્સમાંથી દવાનાં 4 ટીપાં દિગ્ગીરાજાની જીભ પર નાખવા કહ્યું.

ટીપાં ચાખતાં જ દિગ્ગીએ થૂંકીને કહ્યું: 'અરે, થૂ..થૂ...આ તો પેશાબ છે!'

ડોક્ટરે કહ્યું: 'અભિનંદન! તમારી સ્વાદ પારખવાની શક્તિ પાછી આવી ગઈ છે.'

ગુસ્સો ગળીને પણ દિગ્ગી રાજાને 500 રૂપિયા આપવા પડ્યા. પણ હાર માને તે દિગ્વિજય સિંહ થોડા? બે અઠવાડિયાં પછી પાછા ડૉક્ટર પાસે આવ્યા દિગ્ગી રાજાનો આ વખતે તો 1000 રૂપિયા લઈને જ જવા તેવો સ્પષ્ટ નિર્ધાર હતો.

નીચે પ્રમાણે ની વાતો ત્યારબાદ ડૉક્ટર અને દિગ્ગીરાજા વચ્ચે થઈ.

દિગ્ગી: 'મારી યાદશક્તિ જતી રહી છે.'

ડૉક્ટર: 'નર્સ, પેલા 22 નંબરના બોક્સમાંથી ચાર ટીપા આમને પીવડાવો.'

દિગ્ગી: 'ઊભા રહો ડૉક્ટર, પણ તે દવા તો સ્વાદ પારખવા માટે છે.'

ડૉક્ટર: 'અભિનંદન, તમારી યાદશક્તિ પાછી આવી ગઈ છે!'

¤¤¤

સન્ટા બાલકની પર બેસીને તેની વાઈફ સાથે ડ્રીન્ક લઈ રહ્યો હતો. અચાનક સન્ટાએ કહ્યુ: 'I Love You !'

તેની પત્નીએ પૂછ્યું: 'શું આ બિયર વાત કરી રહી છે?'

સન્ટા: 'ના હું બિયરથી વાત કરી રહ્યો છું!'

¤¤¤

એક છોકરીએ તેની મમ્મીને પૂછ્યું: 'મમ્મી મનુષ્યો આ ધરતી પર કેવી રીતે આવ્યા?'

તેની મમ્મીએ શાંતચિત્તે જવાબ આપ્યો: 'બેટા, ભગવાને બે સુંદર પુરુષ અને સ્ત્રીનું નિર્માણ કર્યું અને આ સંસાર રચાયો.'

થોડા દિવસો બાદ તે છોકરીએ તેના પપ્પાને આ જ સવાલ પૂછ્યો. તો પપ્પાએ કહ્યુ: 'બેટા, વર્ષો પહેલાં આ પૃથ્વી પર ઘણા વાંદરા હતા. અને તે વાંદરાઓમાંથી આપણો વિકાસ થયો.'

અલગ અલગ જવાબોથી ગોટાળે ચડી ગયેલી છોકરી તેના મમ્મી પાસે પહોંચી અને કહ્યું: 'મમ્મી એ કેમ શક્ય છે કે તમે કહો કે આપણને ભગવાને બનાવ્યા છે, અને પપ્પા કહે છે કે આપણે વાંદરામાંથી બન્યા છીએ?'

મમ્મીએ જવાબ આપ્યો: 'બેટા, હું તો મારી વાત કરતી હતી. તારા પપ્પા કઈ રીતે આવ્યા તેની મને થોડી ખબર હોય!'

¤¤¤

વર્ષો સુધી અંધકારમાં રહ્યા બાદ એક ગામમાં છેવટે વીજ કનેક્શન આવવાનું હતું. ગામના દરેક લોકો ખુબ ખુશ હતા.

વિજળી આવવાની ખુશીમાં હરકોઈ નાચી રહ્યા હતા, ઝૂમી રહ્યા હતા. નાચગાનનો ઉમંગ હતો. ત્યાં એક કૂતરો પણ ઝૂમી ઝૂમીને નાચી રહ્યો હતો, એકદમ એન્જોય કરી રહ્યો હતો.

ગામના એક માણસે તેને પૂછ્યું: 'અરે ભાઈ, તું શા માટે નાચે છે?'

કૂતરો બોલ્યો: ‘લાઈટ આવશે તો થાંભલા પણ લાગશે ને!’

¤¤¤

પતિ પત્નીને ફોન કરે છે.

પતિ: "હાય હની, હું સુઝાનના ઘર તરફ જઈ રહ્યો હતો ત્યારે અચાનક ગાડીમાં પંક્ચર પડ્યું. ગાડી ફંગોળાઈને રોડની સાઈડમાં ખેંચાઈ ગઈ. માત્ર એક નાના ઝાડના ટેકે તે ઊભી રહી ગઈ અને ખાઈમાં પડતા હું બચી ગયો. ત્યાંથી માંડ માંડ ઉપર ચડીને આવ્યો અને જેવો ઉપર આવ્યો તો કાર 500 ફૂટ નીચે પડી ગઈ. માંડ જીવ બચ્યો છે. અત્યારે મારી પાંસળીઓ અને હાથના હાડકાં ભાંગી ગયા છે. માથામાં પણ સારું એવું વાગ્યું છે. માંડ હૉસ્પિટલે પહોંચ્યો છું.’

પત્ની: ‘આ સુઝાન કોણ છે?’

¤¤¤

બન્ટાની ધરપકડ કરીને કોર્ટમાં જજની સામે હાજર કરવામાં આવ્યો.

જજ: ‘તમે કહો છો કે તમે એક જ કપડાની દુકાનમાં ત્રણ વખત ચોરી કરી છે?’

‘હા.’ બન્ટાએ જવાબ આપ્યો.

‘તમે કોર્ટને જણાવશો કે તમે દુકાનમાંથી શેની ચોરી કરી છે?’ ન્યાયાધીશે પૂછ્યું.

‘મેં એક લેડીઝ ડ્રેસની ચોરી કરી છે, જજ સાહેબ.’ બન્ટાએ જવાબ આપ્યો.

‘બસ, એક જ ડ્રેસ? પણ હમણાં તો તમે કહ્યું કે તમે ત્રણ વખત ચોરી કરી છે.’ ન્યાયાધીશે સવાલ કર્યો.

‘હા એ સાચી વાત છે.’ બન્ટાએ કહ્યું. ‘પણ બે વખત તો હું ડ્રેસ પાછો મૂકવા દુકાનમાં ઘૂસ્યો હતો.’

‘ડ્રેસ પાછો મૂકવા? શા માટે? મને સમજાતું નથી.’ ન્યાયાધીશે કહ્યું.

‘કારણ કે મારી વાઈફને ડ્રેસની ડિઝાઈન પસંદ ન હતી, યોર ઓનર.’

¤¤¤

એક છોકરી રોજ જ્યારે કોલેજથી ઘરે આવતી તો એક છોકરો તેના ઘરની પાસે દેખાતો. આવું દરરોજ બનતું રહ્યું આવું એક વર્ષ ચાલ્યા કર્યું. તે છોકરીને રોજ તે છોકરો તેના ઘરની સામે દેખાતો. તે છોકરો કંઈ બોલતો નહીં. બસ ચૂપચાપ ક્યારેક આગળ પાછળ થતો અને મોબાઈલને જોતો રહેતો. છોકરીને ખાતરી થઈ ગઈ કે તે છોકરો તેને ચાહે છે.

એક દિવસ હિંમત કરીને છોકરીએ તેને પૂછ્યું: ‘તું રોજ મારા ઘરની સામે કેમ ઉભો રહે છે?’

છોકરાએ નર્વસ થઈને જવાબ આપ્યો: ‘માફ કરજો બહેન, એક્ચ્યુલી તમારા વાઈફાઈને પાસવર્ડ નથી તેથી તેને યુઝ કરવા આવું છું.’

¤¤¤

સન્ટા પેટન્ટ ઓફિસે તેની અમુક નવી ડિઝાઈનની પેટન્ટ કરાવવા માટે ગયો. ત્યાં જઈને ક્લર્કને કહ્યું: ‘મને મારી નવી શોધને રજીસ્ટર કરાવવી છે. આ ફોલ્ડીંગ બોટલ છે.’

‘ઓકે.’ ક્લાર્કે કહ્યું: ‘તેનું નામ શું રાખ્યુ છે?’

‘ફોટલ.’ સન્ટાએ જવાબ આપ્યો.

‘ફોટલ? કેવું વિચિત્ર નામ છે! બીજું કોઈ નામ સુઝતું નથી તમને?’

‘ના મને બીજું સુઝતું નથી. મારી પાસે બીજી ડિઝાઈન પણ છે. તે ફોલ્ડીંગ કાર્ટન છે.’

‘અને તેનું શું નામ રાખ્યું છે?’ ક્લાર્કે પૂછ્યું.

‘ફાર્ટન.’ સન્ટાએ જવાબ આપ્યો.

‘આ તો હદ થઈ ગઈ. તમે આવાં વિચિત્ર નામ રાખી જ કેમ શકો!’

‘જો એમ જ હોય તો મને ખાતરી છે કે તમને મારી ફોલ્ડીંગ બકેટનું નામ તો જરાય નહીં ગમે.’ સન્ટાએ કહ્યું.

¤¤¤

આમ તો જેઠાલાલ દયાની માના ફોનથી જ તંગ હતો પણ એક દિવસ દયાની મા અમદાવાદથી મુંબઈ આવી ગઈ. તે સમાચાર મળતાં જ જેઠાલાલ તો તરત જ દુકાને નીકળી ગયો. તે અકળાઈ ગયો હતો, કે આ બીજી પનોતી ઘરે ક્યાં આવી? આખો દિવસ દુકાને શાંતિથી વિતાવીને તે ઘરે આવ્યો તો દયાની મા બેઠી બેઠી આઈસ્ક્રીમ અને રબડી ખાતી હતી. અને દયા તેને હોંશભેર ખવડાવતી હતી. જેઠાલાલને જય જિનેન્દ્ર કરીને દયાએ કહ્યું: ‘ટપુના પપ્પા, આજે ખબર છે શું થયું. આ મોટી ઘડિયાલ અચાનક ઉપરથી પડી ગઈ. જો તેના એક સેકન્ડ પહેલાં મમ્મી ત્યાંથી ન ઊઠ્યાં હોત તો તેમનું માથું ફાટી જાત.’

જેઠાલાલ: ‘હે ભગવાન. આ ઘડિયાળ હંમેશાં ધીમી ચાલે છે!’

¤¤¤

ટીચર: ‘જે વસ્તુને તમે જોઈ નથી શકતા અને અડી નથી શકતા તે ચીજ દુનિયામાં હોતી નથી. દાખલા તરીકે શું તમે ભગવાનને જોઈ શકો છો?’

પપ્પુ: ‘ના.’

ટીચર: ‘શું તમે ભગવાનને અડી શકો છો?’

પપ્પુ: ‘ના.’ટીચર: એનો મતલબ કે ભગવાન છે જ નહીં. શું તમે મને કોઈ બીજું ઉદાહરણ આપી શકો છો?’

પપ્પુ: ‘હા, ટીચર.’

ટીચર: ‘બહુ સરસ પપ્પુ, બોલ.’

પપ્પુ: ‘શું તમે તમારા મગજને જોઈ શકો છો?’

ટીચર: ‘ના.’

પપ્પુ: ‘શું તમે તમારા મગજને અડી શકો છો?’

ટીચર: ‘ના.’

પપ્પુ: ‘મતલબ  કે તમારી પાસે મગજ છે જ નહીં.’ ટીચર બેહોશ થઈ ગયા.

¤¤¤

સન્ટાએ દરવાજો ખોલ્યો તો નીચે ગોકળગાય આંટા મારતી હતી. તેને ગોકળ ગાયને જોઈને ચીડ થઈ તો ઉપાડીને જોરથી દૂર ફેંકી દીધી. ત્યારબાદ સન્ટા ચાલ્યો ગયો.

આ વાતને છ મહિના થઈ ગયા. એક દિવસ ફરી સન્ટાએ દરવાજો ખોલ્યો તો સામે ગોકળગાય ઊભી હતી.

અને ગોકળગાયે પૂછ્યું: ‘તમે મને જણાવશો કે મને શા માટે ફેંકી હતી?’

¤¤¤

ક્રિકેટર ડબલુ ખુશ હતો કે તેનું ભારતની ટીમમાં બેટ્સમેન તરીકે સિલેક્શન કરવામાં આવ્યું હતું. તેથી તેણે તેની સાસુને મેચ જોવા માટે બોલાવ્યાં અને વીઆઈપી ગેલરીમાં બેસાડ્યાં. ડબલુનો ઉદેશ્ય સાસુને બેટીંગથી ઈમ્પ્રેસ કરવાનો હતો.

ડબલુ જ્યારે ક્રીઝ પર પહોંચ્યો તો વિકેટકિપરને કહ્યું: ‘હું થોડો નર્વસ છું. મારે બોલને સારી રીતે હીટ કરવો છે. ત્યાં સામે મારા સાસુ બેઠાં છે.’

આ સાંભળીને વિકેટકિપરે કહ્યું: ‘મૂર્ખામીની વાત ના કર. તું ક્યારેય એટલો જોરથી ફટકો નહીં મારી શકે કે સીધો ત્યાં પહોંચે.’

¤¤¤

પ્રશ્ન: એવા વ્યક્તિને શું કહેશો જેની 90 ટકા બુધ્ધિ ખલાસ થઈ ગઈ હોય?

જવાબ: વિધુર!

¤¤¤

આપણા ક્રિકેટર્સ સૌથી સારૂં પ્રદર્શન ક્યાં કરે છે?

હોમ પીચમાં? ના, ના.

વિચારો.

જવાબ: ‘જાહેરખબરમાં.’

¤¤¤

એક વકીલ અને અન્ય બે સજ્જન વ્યક્તિઓ એક સાથે પ્રવાસ કરી રહ્યા હતા.(વકીલની સાથે અન્ય સજ્જનો કેમ હતા તે પણ એક આશ્ચર્યજનક બાબત છે, કદાચ કોઈ ઈવેન્ટ જોવા જતા હોય!). ખેર, આગળ વધીએ! તો આ ત્રણે ક્યાંક જઈ રહ્યા હતા પણ રસ્તામાં જ અંધારું થઈ ગયું. તેથી ક્યાંક રાતવાસો કરવો જરૂરી બન્યું તેથી તેઓ શોધખોળ કરતા એક ફાર્મહાઉસમાં પહોંચ્યા.

ફાર્મહાઉસમાં ખેડુત ખુબ મિલનસાર સ્વભાવનો હતો તેણે કહ્યું: ‘મારી પાસે એક રૂમમાં માત્ર બે વ્યક્તિ જ સૂઈ શકે છે. કોઈ એકને ઘરની બહાર તબેલામાં રાત વિતાવવી પડશે.’ સૌથી પહેલા એક વ્યક્તિ બહાર સૂવા ગયો અને વકીલ તેમજ અન્ય સજ્જન અંદર રૂમમાં સૂવા જતા રહ્યા.

થોડી મિનિટોમાં જ દરવાજા પર ઠક ઠક થઈ. દરવાજાની બહાર તે વ્યક્તિ ઊભો હતો. તેણે કહ્યું કે બહાર એકદમ ખુલ્લી જગ્યા છે અને તેને ખયાલ ન હતો કે ભુંડ પણ તબેલામાં છે. તેથી ત્યાં નહીં સૂઈ શકે. તેની આ વ્યથા સાંભળીને બીજો વ્યક્તિ સૂવા માટે તૈયાર થયો.

થોડી વાર બાદ દરવાજા પર ફરી ઠક ઠક થઈ. બહાર જોયું તો બીજો વ્યક્તિ હતો. તેણે કહ્યું કે બહાર તો ગાય અને ભુંડ બન્ને છે. તેની સાથે તે કેવી રીતે સૂઈ શકે. તેથી તે પાછો આવ્યો છે. હવે વકીલનો વારો હતો. વકીલ બહાર સૂવા માટે ગયો.

થોડી મિનિટોમાં દરવાજા પર વળી ઠક ઠક થઈ. દરવાજો ખોલીને જોયું તો બહાર ભુંડ અને ગાય હતાં.

¤¤¤

એક કારમાં ચાર એન્જીનીયર્સ જઈ રહ્યા હતા. એક મેકેનિકલ એન્જીનીયર હતો, બીજો કેમિકલ એન્જીનીયર હતો, એક ઈલેક્ટ્રીકલ એન્જીનીયર હતો અને ચોથો કોમ્પ્યુટર એન્જીનીયર હતો. અચાનક

કારમાં કંઈક ગડબડી થઈને તે રસ્તા પર ઉભી રહી ગઈ.

'મને લાગે છે કે પિસ્ટન બંધ થઈ ગયા હશે. આપણે એન્જીન ખોલીને અંદર રિપેર કરવું પડશે.' મેકેનિકલ એન્જીનીયરે કહ્યું.

'ના મને લાગે છે કે ફ્યુએલમાં કોઈ ખરાબી છે. આપણને ફ્યુઅલ સિસ્ટમ ક્લીયર કરવી જોઈએ.' કેમિકલ એન્જીનીયરે કહ્યું.

'મારું માનવું છે કે પ્લગમાં ગ્રાઉન્ડીંગ પ્રોબ્લેમ છે. સ્પાર્ક ચેક કરીને નિર્ણય લેવો જોઈએ.' ઈલેક્ટ્રીકલ એન્જીનીયરે કહ્યું.

પછી ત્રણેએ કોમ્પ્યુટર એન્જીનીયર સામે જોઈને પૂછ્યું: 'તને શું લાગે છે?'

'હમમમમ, કદાચ આપણે સૌ વિંડો બંધ કરીને બહાર ઉતરીને ફરી પાછા કારમાં બેસીએ તો ચાલુ થઈ જશે!' કોમ્પ્યુટર એન્જીનિયરે જવાબ આપ્યો.

¤¤¤

એક ગાંડાઓની હોસ્પિટલમાં બહુ ભીડ થઈ ગઈ હતી. દિવસેને દિવસે ગાંડાઓ વધતા જ જતા હતા. તેથી ડોક્ટરે નક્કી કર્યું કે જે થોડો પણ સાજો થઈ ગયો હોય તેને ઘરે મોકલી દેવામાં આવે. તેથી દરેક ગાંડાઓને એક હોલમાં એકઠા કરવામાં આવ્યા.

તે હોલમાં પહેલેથી દિવાલ પર એક મોટો દરવાજો ચિતરવામાં આવ્યો હતો. ડોક્ટરે કહ્યું કે જે પણ આ દરવાજો ખોલી દેશે તેને આઈસ્ક્રીમ આપવામાં આવશે.

આટલું સાંભળીને દરેક ગાંડા તે દિવાલ પર તૂટી પડ્યા. દિવાલમાં લિસોટા પાડી દિધા અને દરવાજા પર જે હેન્ડલ ચિતરવામાં આવ્યું હતું તેને પણ અસંખ્ય ઉઝકડા પાડીને ભૂંસી નાખ્યું.

ડૉક્ટરને ઘણુ દુખ થયું પણ તેણે નજર કરી તો એક ગાંડો ખુરશી પર બેસીને જોરથી હસી રહ્યો હતો. તે બીજા ગાંડાઓને જોઈ રહ્યો હતો.

ડૉક્ટરને થોડી હિંમત આવી કે ચાલો એક તો છે, જેને ઘરે મોકલી શકાય છે. તેની પાસે જઈને ડોક્ટરે પૂછ્યું: 'તમે કેમ દરવાજો

ખોલવાની કોશિષ નથી કરતા?'

ગાંડો માંડ હસવાનું રોકીને બોલ્યો: 'દરવાજો કેમ ખુલશે, ચાવી તો મારી પાસે છે!'

¤¤¤

પપ્પુ પાસે આવીને બાબાએ પૂછ્યું: 'બેટા, મને જણાવીશ કે પોસ્ટ ઓફિસ કઈ બાજુ  છે?'

પપ્પુ: 'બાબા, અહીંયાથી સીધા જશો તો આગળ લાલ મકાન આવશે. ત્યાંથી ડાબી બાજુના રસ્તા પર સીધા જશો તો સામે જ પોસ્ટ ઑફિસ છે.''

બાબાએ પપ્પુનો આભાર માન્યો અને કહ્યું: 'બેટા, હું બહુ મોટો બાબા છું. ક્યારેક મારા આશ્રમમાં આવજે, હું તને સ્વર્ગનો રસ્તો દેખાડીશ!'

આ સાંભળીને પપ્પુએ કહ્યુ: 'જાવ જાવ બાબા, રહેવા દો. પોસ્ટ ઓફિસનો રસ્તો તો ખબર નથી, સ્વર્ગનો શું દેખાડશો!'

¤¤¤

ગગડુલાલ લાંબી ટ્રીપ કરીને પાછો આવ્યો તો રેલ્વે સ્ટેશન પર તેનો નોકર બબલુ મળી ગયો. ત્યારબાદ ગગડુલાલ અને બબલુ વચ્ચે નીચે પ્રમાણેની વાતચીત થઈ.

'તો બબલુ, હું બહાર હતો ત્યાં સુધી અહીંયા કેમ રહ્યું? કાંઈ થયુ તો નથી ને?'

'ના સર, કહેવા જેવુ કંઈ ખાસ નથી. બધું બરાબર છે.'

'અરે બોલ ને યાર. હું મહિનાથી બહાર હતો. ચોક્કસ કંઈક તો મારી ગેરહાજરીમાં થયું જ હોય.'

'વેલ, ખાસ નહીં પણ તમારો કૂતરો મરી ગયો છે.'

'મારો કૂતરો મારી ગયો? કેવું વિચિત્ર કહેવાય! એ તો હજુ એટલો મોટો પણ નહોતો થયો. પણ તે મર્યો કેવી રીતે?'

'ડોક્ટરે કહ્યું કે તેણે સડેલું માંસ ખાઈ લીધું હતું.'

'સડેલું માંસ? આપણે ક્યારથી કૂતરાને સડેલું માંસ દેવા

લાગ્યા?'

'એ ઘોડાનું માંસ હતું. અને જ્યારથી તબેલો સળગી ગયો છે, ત્યારથી તે ત્યાં જ પડ્યો રહેતો હતો.'

'હે ભગવાન! તબેલો સળગ્યો? કેવી રીતે?'

'આપણા ઘરમાંથી એક સળગતો કોલસો ઊડીને પડ્યો એટલે, સર.'

'ઘરમાંથી? શું ઘર પણ સળગી ગયું? કેવી રીતે?'

'વેલ સર, અમને લાગે છે કે કોઈએ મીણબતી સળગાવી હતી.'

'ઓહ, ઊભો રહે. આપણે ક્યારેય મીણબતીનો ઉપયોગ કરતા જ નથી. તો પછી મીણબતી આવી ક્યાંથી?'

'તે વિધિ માટે લાવવામાં આવી હતી, સર.'

'વિધિ માટે? કોની વિધી માટે?'

'તમારાં મમ્મીની સર. તે તુરંત જ ગુજરી ગયાં હતાં.'

'હે ભગવાન, મારાં મમ્મી ગુજરી ગયાં છે. મકાન બળી ગયુ અને મારો કૂતરો પણ ગયો. પણ મારી મા ગુજરી કેવી રીતે ગયાં?'

'તે આઘાતના લીધે મર્યાં હશે, સર.'

'આઘાત?'

'હા સર, આઘાત. જ્યારે તમારી પત્ની તમારા ગયાના બીજા દિવસે જ મવાલી સાથે ભાગી ગઈ ત્યારે. પણ તે સિવાય બધું બરાબર છે.'

¤¤¤

એક સુપર સ્ટોરમાં સેલ્સમેનની એક ગ્રાહક સાથે તકરાર થઈ ગઈ.

જ્યારે સ્ટોરના માલિકને આ વાતની ખબર પડી તો સેલ્સમેનને ખખડાવી નાખ્યો અને કહ્યુ: 'મૂર્ખ, તને ખયાલ છે, સન્ટાજી આપણા જૂના અને મોટા ગ્રાહક છે. હવે તેમની માફી માગ.'

સેલ્સમેને સન્ટાને ફોન લગાડ્યો: ‘હલો, સન્ટા જી બોલે છે?’

સન્ટા: ‘હા, સન્ટા બોલુ છું.’

"સેલ્સમેન: ‘સર, હું સુપરસ્ટોરનો સેલ્સમેન બોલી રહ્યો છું.’

સન્ટા: ‘હાં બોલો, શું વાત છે.’

સેલ્સમેન: ‘કાલે મેં તમને કહ્યું હતું ને કે ભાડમાં જાવ.’

સન્ટા: ‘હા, તો?’

સેલ્સમેન: ‘હવે ત્યાં ન જતા!’

¤¤¤

એક વખત ઐયરને અચાનક સાયન્સ કોન્ફરન્સમાં ફ્રાન્સ જવાનું થયું. યુરોપમાં એક સાથે સાત કોન્ફરન્સ હતી એટલે બે મહિનાનો સમય લાગે તેવો હતો. પણ બબિતાને એકલા મૂકી જવામાં તેને જેઠાલાલનું જોખમ લાગ્યું. એકલી બીજે ક્યાંય મોકલી શકે તેમ પણ ન હતું. તેથી તેણે બબિતાને એક રૂમમાં બંધ કરી દીધી અને બહાર તાળું મારી દીધું.

બબિતા બહાર નીકળે તો જેઠાલાલ ઊંચો નીચો થાય ને! હવે આ ચાવી સૌથી ભરોસાપાત્ર ભીડે ને સોંપવાનું નક્કી કર્યું. પણ ભીડે પરિવાર તેમના ગામડે ગયો હતો એટલે પછી તેણે ચાવી અબ્દુલના ગલ્લા પાસે ઊભેલા તારક મહેતાને આપી.

‘મહેતા સાહેબ,’ ઐયરે કહ્યું: ‘હું બહાર જાઉં છું. 10 દિવસ પછી જેઠાલાલ પણ અમદાવાદ જવાનો છે. એટલે 10 દિવસ પછી તમે રૂમમાંથી બબિતાને આઝાદ કરી દેજો. પ્લીઝ. હવે હું જાઉ છું. 10 દિવસ પહેલાં દરવાજો ખોલતા નહીં. મને તમારા પર વિશ્વાસ છે કે તમે દગો નહીં આપો.’

ઐયર ત્યાંથી જતો રહ્યો. તેની સામેથી જેઠાલાલ આવતો હતો. તેણે ઐયરને ચાલતો જોયો એટલે મહેતા સાહેબને પૂછ્યું: ‘શું કહેતો હતો, ઐયર, અને આ ચાવી શેની છે?’

પહેલાં તો મહેતાએ ના પાડી કારણ કે ઐયરે તેના પર વિશ્વાસ મૂક્યો હતો. પણ જેઠાલાલના પરમ મિત્ર હોવાથી વાત જણાવી દીધી. પહેલા તો ઐયર પર ગુસ્સો આવ્યો પણ પરિસ્થિતિ

સમજીને જેઠાલાલ તો ખુશીથી નાચી ઊઠ્યો. તેણે ચાવી છીનવીને ઐયરના ઘરે દોટ મૂકી. બે મિનિટમાં જેઠાલાલ ઢીલા મોઢે પાછો આવ્યો અને ગુસ્સે થઈને ઐયર પાછળ દોડ્યો. હજુ ઐયર બસસ્ટેન્ડ સુધી પહોંચ્યો હતો ત્યાં જેઠાએ રાડ પાડીને કહ્યું: ‘દગાબાજ ઐયર, તું મહેતા સાહેબને ખોટી ચાવી આપીને જાય છે. આનાથી તો તાળું જ નથી ખુલતું!’

¤¤¤

પપ્પુ બસમાં તેની પાસેની સીટ પર બેઠેલી એક સુંદર છોકરીને જોઈ રહ્યો હતો.

થોડી વાર પછી તેણે એક પેપરમાં 'I Love You. do you love me?' લખીને છોકરીને કાગળ આપ્યો.

છોકરીએ કાગળ વાંચીને ના પાડી અને તે કાગળ પપ્પુને પાછો આપી દીધો.

થોડી વાર નિરાશ થઈને તેણે આ પેપર આગળ બેઠેલી અન્ય એક છોકરીને આપ્યો તો તે છોકરીએ હા પાડી.

આ સ્ટોરીનો સાર તમે વિચારો છો એવો બિલકુલ નથી.

‘સાર છે, કાગળ ને રિયુઝ કરી શકાય છે. પેપર બચાવો. ધરતી બચાવો.’

¤¤¤

એક દાદા-દાદીને તેમના જવાનીના દિવસો અચાનક યાદ આવ્યા.

તેમણે વિચાર્યું કે તે વળી એક વખત ફરીથી દરિયા કિનારે મળશે જ્યાં તેઓ લગ્ન પહેલા સૌથી પહેલી વખત મળ્યાં હતાં.

દાદા તો સૌથી પહેલા વહેલા ઊઠીને દરિયા કિનારે ગુલાબ લઈને પહોંચી ગયા, પણ દાદી આવી નહીં. બહુ લાંબા સમય સુધી રાહ જોઈને દાદા ગુસ્સામાં ઘરે પહોંચ્યા અને દાદીને કહ્યું: ‘તું કેમ આવી નહીં, હું ક્યારનો રાહ જોતો હતો?’

દાદીએ શરમાઈને જવાબ આપ્યો: ‘મમ્મીએ ઘરમાંથી નીકળવા જ ન દીધી.’

¤¤¤

પત્નીએ પતિને પૂછ્યું: 'જો હું ખોવાઈ જઈશ તો તમે શું કરશો?'

પતિ: 'હું છાપાંમાં જાહેરાત આપીશ કે જ્યાં રહો ખુશ રહો.'

¤¤¤

પત્ની: 'પહેલાં મારી ફિગર પેપ્સીની શીશી જેવી હતી.'

પતિ: 'અરે એ તો આજે પણ છે.'

પત્ની: 'સાચે!'

પતિ: 'હા પહેલાં એ 300 મીલીની શીશી હતી હવે 2 લીટરની છે.'

¤¤¤

પત્ની પતિને: 'આજે ખબર છે શું થયું હું ટાવેલમાં હતી અને સસરાજી આવી ગયા.'

'પછી તમે શું  કર્યું?'

'જે દરરોજ કરું છું.'

'મેં ટાવેલને ખોલી ઘૂંઘટ બનાવી લીધો. એટલા સંસ્કાર તો મારામાં પણ છે ને!'

¤¤¤

સંતા: 'તું મારા કૂતરાથી ડરીશ નહીં. તને પેલી જૂની કહેવત ખબર છે "ભસતાં કૂતરાં કરડતાં નથી."

બંતા: 'હા, મને તો યાદ છે પણ શું તારો કૂતરો આ કહેવત જાણે છે?'

¤¤¤

સતા, (**બંતાને**): 'તને જ્યારે ઠંડી લાગે છે ત્યારે તું શું કરે છે?'

બંતા: 'હું હિટરની પાસે બેસી જઉં છું.'

**સંતા**: ‘તો પણ તારી ઠંડી ન ભાગે તો?’

બંતા: ‘પછી હું હિટર ચાલુ કરી દઉં છું.’

¤¤¤

**સંતા** ટ્યૂબલાઈટની નીચે ખુલ્લા મોઢાએ ઊભો હતો.

‘બંતા: ‘તું ટ્યુબ લાઈટ સામે તાકીને કેમ ઊભો છે?’

સંતા: ‘મને ડૉક્ટરે હમણાં લાઈટ ખાવાનું કહ્યું છે.’

¤¤¤

સંતા 25 માળની બિલ્ડિંગની છત પર જઈ ઊભો હતો ત્યારે ફોન આવ્યો: ‘સંતાજી, તમારી પત્ની મરી ગઈ છે.’

સંતાએ દુ:ખી થઈને ત્યાંથી જ કુદકો મારી દીધો. ઉપરથી નીચે પડતાં વચ્ચે જ તેને યાદ આવ્યું કે હજુ તો પોતે પરણ્યો જ ક્યાં છે?

¤¤¤

રમેશ: ‘અરે હું તો પરેશાન થઈ ગયો છું.’

સુરેશ: ‘કેમ?’

રમેશ: ‘મારી પત્નીની મેકપનો ખર્ચ મારાથી સહન થતો નથી અને મેકઅપ વગરની પત્ની પણ સહન થતી નથી.’

¤¤¤

પહેલો ગપ્પીદાસ: 'મારા દાદા પતંગ એટલે ઊંચે સુધી ચઢાવતા હતા કે એમનો પતંગ કોઈને દેખાતો જ નહિ.'

બીજો: ' પણ, મારા દાદા તો હવા જયારે ઉત્તર દિશામાં વાતી હોય ત્યારે એ દક્ષિણ દિશામાં પતંગ ચઢાવી બતાવતા.'

ત્રીજો ગપ્પીદાસ: 'એમાં શું! મારા દાદા તો વગર દોરીએ કલાકો સુધી પતંગ ચઢાવતા હતા.’

¤¤¤

પતિ ફોન પર વાત કરી રહ્યો હતો

પત્ની: 'કોનો ફોન છે?'

પતિ: 'બહેનનો.'

પત્ની: 'તો આટલી ધીરે ધીરે વાત કેમ કરો છો?'

પતિ: 'તારી બહેનનો છે એટલા માટે.'

¤¤¤

એક છોકરીએ તેના બોયફ્રેન્ડને પૂછ્યું: 'જો હું તારી સાથે લગ્ન કરું તો તું સિગરેટ પીવાનું છોડી દઈશ?'

બોયફ્રેન્ડ: 'હા.'

'શરાબ?'

'હા એ પણ છોડી દઈશ.'

'તારા દોસ્તારોની સંગત?'

'છોડી દઈશ.'

'એ સિવાય બીજું શું છોડી દઈશ?'

'લગ્ન કરવાનો ઈરાદો.'

¤¤¤

'આજે છોડ-ઝાડને બરાબર પાણી પાયું હતું ને?' શેઠે માળીને પૂછ્યું.

'ના જી શેઠ, આજે વરસાદ હતો તેથી પાણી પાયું નથી.'

'કેવો મૂરખ છે? વરસાદ હતો તો છત્રી ઓઢીને પણ પાણી પાવું જ જોઈએ ને?'

¤¤¤

ડૉક્ટર: 'મને સ્વર્ગમાં જવા દો, મેં ધરતી પર ઘણા લોકોની સારવાર કરી છે.'

ચોકીદાર: 'ચલ નરકમાં જા ત્યાં બધાના ઈલાજ કરજે.'

વકીલ: 'મને સ્વર્ગમાં જવા દો મેં લોકોને ન્યાય અપાવ્યો છે.'

ચોકીદાર: ‘જા અને નરકમાં વિવાદોની પતાવટ કરજે.’

એક માણસ: ‘ભાઈ, હું પરણેલો છું જ્યાં કહેશો ત્યાં રહેવા તૈયાર છું.’

ચોકીદાર (આંસુ પોંછીને ): ‘શું રડાવીશ? જા સ્વર્ગમાં થોડા દિવસ શાંતિથી રહેજે.’

¤¤¤

એક પોલીસ ઈંસ્પેકટરના ઘરમાં ચોરી થઈ

ઈંસ્પેકટરની પત્ની: ‘ઊઠો આપણા ઘરમાં ચોરી થઈ છે.’

પોલીસ ઈંસ્પેકટર: ‘અત્યારે હું ડ્યૂટી પર નથી.’

¤¤¤

એક દિવસ સંતાએ તેની ભાભીને બહુ માર માર્યો. બૂમોની આવાજ સાંભળી પાડોશી પૂછવા લાગ્યાં કેમ એટલું મારો છો ભાભીને?’

સંતા: ‘ગુસ્સામાં અરે, એ આખો દિવસ ચોરીથી મારા મિત્રો સાથે વાતો કરે છે.’

‘તમને કેમ ખબર પડી?’

‘જ્યારે મેં મારા મિત્રોને પૂછ્યું કોની સાથે વાત કરો છો? બધા એક જ જવાબ આપે છે, તારી ભાભી સાથે.’

¤¤¤

એક નવયુગલ હતું. બન્ને એકલાં જ રહેતાં હતાં.

એક દિવસ પત્નીએ પોતાના પતિના હાથની બનાવેલી રસોઈની તારીફ કરતાં કહ્યું: ‘શ્યામ, તમને રાંધતાં તો ખરેખર સરસ આવડે છે કોની પાસેથી શીખ્યા?’

‘મારા બાપુ પાસેથી.’

¤¤¤

એક વાર કોર્ટમાં કેસ ચાલતો હતો. કેસની સુનવણી શરૂ થઈ તો વકીલ ઊઠ્યો અને જજને કહ્યું: 'માય લાર્ડ, કાનૂનની ચોપડીના

પેજ નં. 15 અનુસાર મારા મુવક્કિલને બાઈજ્જત બરી કરી દેવો જોઈએ.'

જજ: 'ચોપડી આપો. જજે પેજ નં.15 ખોલ્યું તો એમાં 1000ની 10 નોટ હતી. જજ મુસ્કુરાઈને: 'સારું એવા 2 સબૂત બીજા લાવો.'

¤¤¤

બબલીને તેની સાસૂ કકડી બાઈએ પૂછ્યું: 'માની લે કે તું પલંગ પર બેઠી હો અને હું પણ એ પલંગ પર આવીને બેસી જાઉં તો તું શું કરીશ?'

બબલી: 'મમ્મીજી, હું ઊભી થઈને સોફા પર બેસી જઈશ.'

કકડી: 'જો હું ત્યાંથી ઊઠી ને સોફા પર આવી જાઉ તો?'

બબલી: 'તો હું નીચે ચટાઈ પાથરીને તેના પર બેસી જઈશ.'

કકડી: 'જો હું પણ ચટાઈ પર આવીને બેસી જાઉ તો શું કરીશ?'

બબલી: 'તો હું જમીન પર બેસી જઈશ.'

કકડી: 'જો હું પણ જમીન પર બેસી જાઉં તો?'

બબલી: 'તો હું જમીનમાં ખાડો કરીને બેસી જઈશ.'

કકડી: 'જો હું પણ એ ખાડામાં આવીને બેસી જાઉ તો શું કરીશ?'

બબલી: 'તો હું ઉપરથી માટી નાખી દઈશ.'

¤¤¤

છોકરીએ છોકરાને પૂછ્યુ, "તારી પાસે કયું લેપટોપ છે?"

છોકરો: "ડેલનું જેમાં I7 પ્રોસેસર 2.2 ગીગાહર્ટ્ઝ સ્પીડ, 4 જીબી રેમ, ગ્રાફિક્સ કાર્ડ અને વાઈફાઈ પણ છે. બીજાં ફીચર્સ પણ ઘણાં છે. તારી પાસે કયું લેપટોપ છે?''

છોકરી: "પિંક કલરવાળું. ખબર છે, તેમાં નેટ ચાલે છે, અને પેનડ્રાઈવ પણ નાખી શકાય છે!"

¤¤¤

બિલ ક્લીન્ટન, જ્યોર્જ બુશ અને જ્યોર્જ વોશિંગ્ટન એક ડૂબતા જહાજમાં સાથે હતા.ચારેકોર અફરાતફરી હતી અને લોકો આમતેમ જીવ બચાવવા માટે દોડતા હતા.

જ્યારે બોટ ડૂબી રહી હતી ત્યારે જ્યોર્જ વોશિંગ્ટને હીરો તરીકે કહ્યું: 'મહિલાઓને બચાવો!'

આ સાંભળીને જ્યોર્જ બુશે કહ્યું: 'મહિલાઓને પ્રેમ કરો.'

બિલ ક્લીન્ટને કહ્યું: 'શું આપણી પાસે ટાઈમ છે?'

¤¤¤

જેઠાલાલ ઘરે આવ્યો. ફીટનેસ ટ્રેનિંગના લીધે તેને ડાયેટીંગ કરવું પડતું હતું. પણ એવી કકડીને ભૂખ લાગી હતી કે તેનાથી રહેવાતું ન હતું. ચંપકચાચા બહાર ગયા હતા તેથી તેણે પોતે જ ઘરમાંથી જમવાનું ભેગું કરીને ખાવા બેસી ગયો. થોડી વારમાં દયા ત્યાં આવી ગઈ. તેણે જોયુ તો જેઠાલાલ બને તેટલું જલ્દી ખાઈ રહ્યો હતો. દયાએ ચોંકીને કહ્યું: 'અરે ટપુના પપ્પા, સાંભળો તો તમે આ...'

જેઠાએ અધવચ્ચે અટકાવીને કહ્યું: 'દયા, જમતી વખતે વાત ન કરાય. મને પહેલાં જમવાનું પતાવવા દે.'

દયા: 'પણ સાંભળો તો તમે.. જે.'

જેઠાલાલ (ગુસ્સામાં): 'તને કીધું ને ચાંપલી, મને જમવા દે. વચ્ચે ના બોલ. ખબર નથી પડતી? નોનસેન્સ.'

દયા ચૂપ થઈ ગઈ. જેઠાલાલે દમ લગાવીને ભોજન પૂરૂં કર્યું અને પેટ પર નિરાંતનો હાથ ફેરવતાં કહ્યું: 'હાશ..મજા આવી ગઈ. હવે બોલ મારી રાણી, શું કહેતી હતી તું?'

દયા: 'હું તો કહેતી હતી કે તમારી દાળમાં જીવડું હતું!'

¤¤¤

પત્ની: ‘તમે મને બગીચામાં મદદ કરશો?’

પતિ: ‘તને શું લાગે છે. હું માળી છું?’

પત્ની: ‘દરવાજાનો હેન્ડલ રિપેર કરી આપશો?’

પતિ: 'તને શું લાગે છે. હું કારપેન્ટર છું?'

સાંજે જ્યારે પતિ કામ પતાવીને ઘરે આવ્યો તો દરેક વસ્તુ ઠીક થઈ ગઈ હતી.

પતિ: 'આ બધું કોણે કર્યું?'

પત્ની: 'આપણા પાડોશીએ. આ કામ કરવા તેણે મને બે ચોઈસ આપી હતી. કાં તો હું તેને બર્ગર આપું અથવા એક કિસ આપું.'

પતિ: 'મને ખાતરી છે, તેં બર્ગર આપ્યું હશે.'

પત્ની: તમને શું લાગે છે! શું હું મેકડોનાલ્ડ્સ છું?'

¤¤¤

પપ્પૂ ઈન્ડીયન આર્મીમાં જોડાઈ ગયો. હજુ બીજા દિવસે તેણે કમાન્ડીંગ ઓફિસર પાસે જઈને કહ્યુ કે તેને 3 દિવસની રજા જોઈએ છે. આ સાંભળીને કમાન્ડીંગ ઓફિસરે કહ્યું: 'તારૂં ચસકી ગયુ છે? હજુ કાલે તો આર્મી જોઈન કરી છે, અને 3 દિવસનો પાસ જોઈએ છે?" ઓફિસરે આગળ ચલાવ્યું: "પહેલાં તો તારે કોઈ બહાદુરીનું કામ કરીને તારી ઓળખ બનાવવી પડશે, સમજ્યો?'

આટલું સાંભળીને પપ્પૂ ત્યાંથી ચાલ્યો ગયો. અને બીજા દિવસે પાકિસ્તાનની ટેન્ક લઈને આવ્યો. આ જોઈને કમાન્ડીંગ ઓફિસર ખૂબ ખુશ થયો અને કહ્યું: 'વાહ પપ્પુ, ખૂબ સરસ! પણ આ ટેન્ક તુ કઈ રીતે લઈ આવ્યો?'

પપ્પૂએ કહ્યું: 'હું ટેન્કમાં બેસીને બોર્ડર પર ગયો. ત્યાં એક પાકિસ્તાની ટેન્કમાં જવાન આંટા મારતો હતો. મેં સફેદ ઝંડો ઊંચો કર્યો તો તેણે પણ સફેદ ઝંડો ઊંચો કર્યો. અમે ટેન્કને એકબીજાની નજીક લઈ આવ્યા અને મેં પાકિસ્તાનીને પૂછ્યું. તેને પણ 3 દિવસનો પાસ જોઈતો હતો. એટલે અમે ટેન્ક એક્સચેન્જ કરી લીધી.'

¤¤¤

શા માટે મહિલાઓ જાહેરખબર જેવી હોય છે? કારણ કે તે જે કહે તે માની શકાય તેવું હોતું નથી!

¤¤¤

બે નાના છોકરા એક પ્રાણીસંગ્રહાલયમાં ભેગા થઈ ગયા. હજુ સ્કુલ જવાની તેમની શરૂઆત થઈ હતી. એક છોકરાએ કહ્યુ: 'મારું નામ ડબલુ છે. તારું શું નામ છે?'

'છગન.' બીજાએ જવાબ આપ્યો.

'મારા પપ્પા અકાઉન્ટન્ટ છે. તારા પપ્પા શું કરે છે?' ડબલુએ પૂછ્યું.

'મારા પપ્પા વકીલ છે.' છગને કહ્યું.

'પ્રમાણિક છે?' ડબુલએ પૂછ્યું.

'એ શું હોય?' છગને આશ્ચર્ય સાથે પૂછ્યું.

¤¤¤

યમરાજા બહ્ પરેશાન છે. ધરતી પર વિઝીટમાં ગયા, ત્યાં કોઈકે તેમનો પાડો ચોરી લીધો. હવે ધુંઆપુંઆ થયા છે. તેમના નજીકના સલાહકાર પણ ઘણી વખત સમજાવી ચૂક્યા કે 'મહારાજ હવે ધુમવાન્ બંધ કરો. ઉંમર થઈ ગઈ છે. કામ કરવા માટે યમદૂત તો છે જ ને.'

પણ પૃથ્વી પર માણસોની સંગતમાં તેમને ટીએ ડીએ નો એવો ચસ્કો લાગ્યો કે દર આગલા દિવસે તેઓ વિઝીટમાં નીકળી જાય! ખેર, યમલોકમાં અફરા તફરીનો આલમ છે. દરેક યમદૂત પાડાની શોધમાં લાગી ગયા છે. છેલ્લા ત્રણ દિવસથી યમદૂતોએ બીજું કોઈ કામ જ નથી કર્યુ! તેના લીધે ધરતી પર બેલેન્સ કંઈક બગડી ગયું છે.

આ સ્થિતિથી પ્રભુના ચહેરા પર ચિંતા દેખાય તે સ્વાભાવિક છે. ઈન્ટરનલ કોમ્યુનિકેશનની મદદથી યમરાજાને પણ મેસેજ મળી ગયો છે કે આ સ્થિતિ ઠીક નથી, સમજી લો. આ મેસેજથી યમરાજા પણ ફુંફાડા મારવા લાગ્યા છે. ખરેખર વિકટ સમસ્યા છે. છેવટે આ સમસ્યાનો નિવેડો લાવવા માટે યમલોકના એક સિનિયર અધિકારીની પસંદગી કરવામાં આવી. અધિકારી સીધો ચિત્રગુપ્ત પાસે ગયો અને પૂછ્યું: 'સાહેબશ્રી, ભારતના કોઈ પોલીસવાળાનો મામલો હાલમાં છે તમારી પાસે?'

ચિત્રગુપ્તઃ 'હા. પાંચ દિવસ પહેલા એક પોલીસ વાળાની

ફાઈલ આવી તો છે. પણ તેના હિસાબની થોડી ફોર્માલીટી બાકી છે. આમ તો હિસાબ શું કરવો, બધી ખબર તો છે જ.' આટલી વાતચીત પછી તે અધિકારી તે પોલીસવાળાને મળ્યો અને સમસ્યાનું વર્ણન કર્યું.

'અરે એમાં શું મોટી વાત છે.' પોલીસવાળો એકદમ આત્મવિશ્વાસ સાથે બોલ્યો. 'ધરતી પર એક મંત્રીની ભેંસ આવી રીતે જ ગુમ થઈ હતી, તો અમારા માણસો એ જ શોધી આપી હતી. પણ આ કામ માટે મારી એક શરત છે. મારા નર્કમાં જવાના ચાન્સ બન્યા છે, તમારે મારા માટે સ્વર્ગની વ્યવસ્થા કરવી પડશે.'

અધિકારી એ નસકોરા ફુલાવ્યા, પણ મરતા ક્યા ન કરતા. વાત માનવી પડી. હવે શરૂ થયું 'પાડા સર્ચ મિશન'. તે પોલીસવાળો અને એક યમદૂત ધરતી પર ઊતર્યા અને એક દૂધવાળાના તબેલા પર પહોંચી ગયા.

'આમાંથી કોઈ પણ પાડો પસંદ કરી લો.' પોલીસ વાળાએ યમદૂતને કહ્યુ.

'પણ આમાંથી એકેય પાડો સાહેબનો નથી.' યમદૂતે કહ્યું.

'તો અમે બનાવી દઈશું ને. અમે છીએ શેના માટે ભાઈ?' પોલીસવાળાએ કહ્યું.

છેવટે થોડા વાદ વિવાદ પછી યમદૂત પાડાને લઈને યમલોક પહોંચ્યો. યમરાજના મહેલમાં પહોંચ્યા તે પહેલાં તબેલાનું પાંચ લીટર દૂધ પહેલાંથી તેના ઘરે પહોંચાડી આવ્યો હતો. યમદૂત પણ હવે જ્ઞાની થઈ ગયો છે. હવે છે ક્લાઈમેક્સ.

પાડાને જોઈને યમરાજાએ તેને ગળે લગાડી દીધો. પાડો પણ હક્કો બક્કો થઈ ગયો કે આ શિંગડા વાળો ભાઈ કોણ છે જે ગળે પડ્યો છે! યમરાજ પણ જાણે છે કે આ તેનો પાડો નથી. પણ ઉપરથી ભારે દબાણના લીધે તેમને આ પાડાને પોતાનો જ માની લીધો. યમલોકમાં વ્યવસ્થા ટ્રેક પર આવી રહી છે. પ્રભુ ખુશ છે.

¤¤¤

એક દિવસ અમદાવાદ પોલીસ હેડક્વાર્ટરમાં ફોન ની રીંગ વાગે છે,

'હેલો, હું મારા પાડોશી વિશે વાત કરવા માગું છું. તેનું નામ રબડલાલ છે. તે ઘરના બગીચા પાસે ડ્રગ્સ છુપાવીને રાખે છે.'

'ફોન કરવા બદલ આપનો આભાર.' ઓપરેટરે પ્રાથમિક વિગતો પૂછીને ફોન મૂકી દીધો.

તરત જ પોલીસની ટુકડી તૈયાર થઈ ગઈ અને માહિતી પ્રમાણે રબડલાલના ઘરે પહોંચી. તે ત્યાં ન હતો. ત્યારે બગીચાની પાછળ ખોદકામ શરૂ કરી દીધું. આજુબાજુનાં ઝાડી ઝાંખરાં પણ ખોદી નાખ્યાં. લગાતાર તેઓ ખોદતા ગયા પણ છેવટે કંઈ મળ્યું નહીં. ડીસીપીએ એક પીઆઈને આગળની કાર્યવાહી માટે ચોક્કસ રહેવાનું જણાવીને ત્યાંથી પોલીસ ટીમ ચાલી ગઈ.

સાંજે રબડલાલના ઘરે ફોન ની રિંગ વાગે છે: 'શું પોલીસવાળા આવ્યા હતા?' સામી બાજુથી કોઈ પૂછે છે.

'હા.' રબડલાલે ઉત્તેજિત થઈને જવાબ આપ્યો.

'શું પાછળ બધું ખોદકામ કર્યું તેમણે?' વળી પ્રશ્ન પૂછાયો.

'હા.'રબડલાલે જવાબ આપ્યો.

'બહુ સરસ! હવે તારો વારો. તારે પણ પાછળ સાફસફાઈ કરાવી ને બગીચો બનાવવો છે ને!'

¤¤¤

એક વાર એક છોકરીએ પોતાના બાયફ્રેંડને ફોન કર્યો. ફોન બાયફ્રેંડના ભત્રીજાએ ઉપાડ્યો  છોકરીએ કહ્યું: ‘બેટા, અંકલને ફોન આપો.’

‘બંટી, હું તમારું શું નામ કહું?’

છોકરી: ‘એમને કહેજો એમની જાને મનનો ફોન છે.’

બંટી: ‘પણ એમના પર તો તમારા નામની જગ્યાએ આઈટમ નં. 3 લખ્યું છે.’

¤¤¤

એક મહિલા ડૉકટર પાસે ગઈ.

પાછી આવીને એણે પતિને કહ્યું: ‘ડૉકટરે મને હવામાન

બદલવા માટે ઊટી કે મનાલી જવાનું કહ્યું છે. આપણે ક્યાં જઈશું?'

પતિ: 'બીજા ડૉક્ટર પાસે.'

¤¤¤

મનુભાઈ(હોટલમાં, (વેટરને બોલાવી): 'તું મારું સૂપ ચાખ.'

વેટર: 'ના સાહેબ, એવું અમે ના કરી શકીએ.'

મનુભાઈ: 'ના આજે તારે ચાખવું જ પડશે.'

વેટર: 'કેમ સાહેબ, સૂપમાં કોઈ પ્રોબ્લેમ છે?'

મનુભાઈ: 'મારે કઈ જ સાંભળવું નથી તું બસ સૂપ ચાખ.'

વેટર: 'ઓ કે ચમચી કયાં છે?'

મનુભાઈ: 'હા, હવે એ જ તો ખરો સવાલ છે'

¤¤¤

ચિત્રગુપ્ત: 'બોલ, આજકાલ આપણો ટારગેટ કેમ પૂરો નથી થતો?'

યમરાજ: 'ક્યાંથી પૂરો થાય જયાં સુધી આપણો પાડો ત્યાં પહોંચે ત્યાં સુધીમાં તો 108 આવી જાય છે.'

¤¤¤

બાબુભાઈને આપરેશન માટે ઓ. ટી.માં લઈ જવામાં આવ્યા.

તેમની નજર ત્યાં રાખેલા એક તાજા ગુલાબના હાર પર પડી .

તેમણે નર્સને પૂછયું: 'આ હાર કેમ રાખ્યા છે?'

નર્સએ કહ્યું: 'જો તમારું આપરેશન સફળ રહેશે તો ડૉક્ટર માટે, નહીંતર તમારે માટે.'

¤¤¤

ટીચરે વર્ગમાં બધા વિદ્યાર્થીઓને ક્રીકેટ મેચ પર નિબંધ લખવાનું કહ્યું.

મગન સિવાય બધા નિબંધ લખવામાં વ્યસ્ત થઈ ગયા.

મગને નોટબુકમાં લખ્યું: 'વરસાદને કારણે મેચ બંધ છે.

¤¤¤

રતન, શાકવાળીને: 'એય ટામેટાં કેમ આપ્યાં?'

શાકવાળી: '20નાં 500'

રતન: 'તો હાલો 500 ગણવા માંડો.'

¤¤¤

ટીચર: 'રામુ, કહે પાણીની ફાર્મૂલા શું છે?'

રામુ: 'Hijklmno'

ટીચર: 'આ તને કોણે કહ્યું?'

રામુ: 'તમે તો ગઈકાલે કહ્યું હતું, H to O.'

¤¤¤

પતિ: 'લગ્ન પહેલા તારા કેટલા બાયફ્રેંડ હતા?'

પત્ની ચૂપ.

પતિ: 'કહે, આને હું શું સમજું?'

પત્ની: 'અરે, કાઉંટ તો કરી લઉં! બૂમો કેમ પાડો છો?'

¤¤¤

રીમાએ એના પ્રેમી રમણને પૂછ્યું: 'તારાં મમ્મી-પપ્પાએ આપણા લગ્ન માટે હા પાડી?'

જવાબમાં રમન બોલ્યો: 'આજકાલ તેઓ વિપરીત જવાબ આપે છે. માટે હજી સુધી પપ્પાએ કશું કહ્યું નથી અને મમ્મી રાહ જુ છે કે પપ્પા જે કહે એનાથી ઉલટું જ કહેવું.'

¤¤¤

બોસ, મોબાઈલ પર વિઝિટરને: 'મળવાનો સમય તમે મારી સેક્રેટ્રરી પાસેથી ફિક્સ કરી લો.'

વિઝિટર: 'સર, મેં પહેલા બે વાર કોશિશ કરી, પણ તે સાફ મના કરે છે.'

¤¤¤

એક વાર ચિંટૂ પાપાને: 'પાપા, મને મારી મેડમ બહુ ગમે છે.'

પાપા: 'એમ ના કહેવાય, ટીચર મા સમાન હોય છે.'

ચિંટુ: 'બસ તમે તો તમારા ચક્કરમાં જ રહો છો.'

¤¤¤

પત્ની: 'એક વાત કહેવી છે,પણ પ્લીઝ મને મારશો તો નહીં.'

પતિ: 'હા, બોલ.'

પત્ની: 'હું પ્રેગનેંટ છું.'

પતિ: 'અરે, આ તો બહુ સારી ખબર છે પર હું તને કેમ મારું?'

પત્ની: 'લગ્ન પહેલાં બાપુને આવું કહ્યું હતું તો બહુ જ માર પડ્યો હતો.'

¤¤¤

એક વાર એક આતંકવાદીએ એક ડોશીમાના ઘરમાં બોમ્બ રાખી દીધો.

લોકો બૂમો પાડવા લાગ્યા: 'ડોશી બોમ્બ છે, ડોશી બોમ્બ છે.'

ડોશી શરમાઈને કહે: 'અરે હટ, એ તો હું જવાનીમાં હતી.'

¤¤¤

ડાક્ટર: 'આ દવાને એક અઠવાડિયામાં પૂરી કરો અને પછી આવીને મળો.'

દર્દી: 'ઓ.કે. ડાકટર સાહેબ.'

એક અઠવાડિયા પછી.

ડાકટર: 'દવા ખત્મ થઈ ગઈ?'

દર્દી: 'નહીં ડાકટર.'

ડાકટર: 'કેમ નહીં?'

દર્દી: 'શીશી પર લખ્યું હતું, શીશી બંધ રાખો.'

¤¤¤

ગાંવની છોકરી કંજૂસ પ્રેમીને: 'હાલો મેકડોનાલ્ડ હાલીએ.'

બોયફ્રેડ: 'પહેલાં સ્પેલિંગ બોલ.'

ગર્લફ્રેંડ: 'રહેવા દો હાલો KFC હાલીએ.'

બોયફ્રેંડ: 'KFC ફુલ ફાર્મ બોલ.'

ગર્લફ્રેંડ: 'ચાલ, રહેવા દે, પાંવભાજી ખવડાવી દે.'

¤¤¤

ટીચર: 'જો તારા પેંટના ખિસ્સામાં પાંચ સૌ રૂપિયા હોય બીજા ખિસ્સામાં સાત સૌ રૂપિયા હોય તો તુ શું વિચારશે?'

રમણ: 'એ જ કે મેં કોનું પેંટ પહેર્યું છે?'

¤¤¤

છોટુ: 'કોઈ વસ્તુનું મોટું નામ બોલ.

મોટું: 'રબર.'

છોટું: 'પણ આ તો નાનું છે.'

મોટું: 'પણ એને ખેંચીને જો.'

¤¤¤

'માંની દુઆ' લખ્યું હોય એવાં વાહનો મોટે ભાગે રિક્શા, ટ્રક ટેકસી અને છકડા જ હોય છે. કારણ કે બી એમ ડબ્લ્યું, ઓડી અને મર્સીડીસ તો બાપની કૃપાથી જ આવેલી હોય છે.

¤¤¤

સંતા: 'એક હાથી અને એક કીડી રમતા હતા. કીડી મંદિરમાં જઈને સંતાઈ ગઈ તો પણ

હાથીએ એને શોધી લીધી... કેવી રીતે?' .

બંતા: 'તું જ બતાવ.'

સંતા: 'અરે યાર, કીડીની ચપ્પલ મંદિરની બહાર જ પડી હતી તો તે હાથીએ જોઈ લીધી.'

¤¤¤

પતિ: 'પત્નીને જાન, તું મારા જીવનની ચાંદ બનશે?'

પત્ની(ખુશીથી): 'હા..હા જરૂર બનીશ.'

પતિ: 'તો પછી મારાથી 3,84,000 કિલોમીટર દૂર હાલી જા.'

¤¤¤

બોયફ્રેડ: 'લાસ્ટ નાઈટ મેં એક સપનું જોયું.'

ગર્લફ્રેંડ (ઉત્સાહ્થી): 'હું શું કરતી હતી તારા સપનામાં?'

બોયફ્રેડે જવાબ આપ્યો: 'આપણે બસમાં ટ્રેવેલીંગ કરતાં હતાં. અચાનક બસનૂં કંટ્રોલ ખોરવાઈ ગયૂં અને તે નદીમાં પડી ગઈ. બધા લોકો પોતાનો જાન બચાવવા તરતા હતા પણ તું એકલી તરી તરીને કોઈને ખોજતી હતી.'

ગર્લફ્રેંડ(પ્યારથી): 'હું તને ખોજતી હતી ને?'

બોયફ્રેંડ: 'ના તૂં બુમો પાડતી હતી, અરે કંડકટર કયાં ગયો? 2 રૂપિયા લેવાના હતા.'

¤¤¤

એકવાર પતિ-પત્ની વચ્ચે ઝગડો થઈ રહ્યો હતો જયારે ઝગડો વધી ગયો ત્યારે પતિ બોલ્યો: 'હવે એક શબ્દ ના બોલતી નહિતર મારી અંદર જે જાનવર બેઠેલો છે તે ઊઠી જશે.'

પત્ની: 'ઉઠવા દે તારી અંદર જે જાનવર છે એને, એ ઉંદરથી કોણ બીયે છે?'

¤¤¤

છોકરો: 'પૈસાદારથી પૈસાદાર પણ મારા પિતાજી સામે કટોરા લઈને ઊભા રહે છે.'

છોકરી: 'તો તમારા પિતાજી તો બહુ જ પૈસાદાર હશે.'

છોકરો: 'નહીં એ પાણી-પુરી વેચે છે.'

¤¤¤

બાળક મમ્માને: 'મમ્મા, હું ભગવાન જેવો દેખાઉં છું?'

મમ્મા: 'નહીં, પણ તું એમ કેમ પૂછે છે?'

બાળક: 'હું જ્યારે કયાંક જાઉં છું તો લોકો એમ કહે છે: 'ભગવાન તું ફરીથી આવી ગયો!'

¤¤¤

પત્ની(બહેનપણીને): 'આજકાલ મારા પતિ ખૂબ મોડા ઘરે આવે છે.'

બહેનપણી: 'તો તેને ધમકાવી નાખ એટલે સીધાં થઈ જશે.'

પત્ની: 'પણ કયારે ધમકાવું? જ્યારે હું ઘરે પહોંચું છું ત્યારે તે સુતા હોય છે.'

¤¤¤

રાહુલ ગાંધી યુપીની એક શાળામાં વીઝિટ માટે ગયા.

ત્યાં જઈને બાળકોને પૂછ્યું: 'ટીચર ક્યાં છે?'

બાળકો: 'ટીચર તો ક્યારેય આવતા જ નથી.'

રાહુલ: 'તો પછી સ્કૂલ કેવી રીતે ચાલે છે?'

બાળકો: 'જેવી રીતે તમે દેશ ચલાવો છો.'

¤¤¤

માતા અને પત્નીમાં શું ફરક છે?

માતા છોકરાને બોલવાનું શીખવે છે. અને પત્ની ચૂપ રહેવાનું શીખવે છે.

¤¤¤

એક છોકરો માર્કેટમાં સુંદર છોકરીને જોઈને બોલ્યો: 'શું હું તમારી સાથે વાત કરી શકું?'

છોકરી: 'પણ હું તો તમને ઓળખતી નથી.'

છોકરો: ‘હું પણ તમને ઓળખતો નથી. મારી પત્ની ખોવાઈ ગઈ છે એટલે મારે તમારી મદદ જોઈએ છે.’

છોકરી: ‘હું કેવી રીતે મદદ કરી શકું?’

છોકરો: ‘જ્યારે પણ હું કોઈ સુંદર છોકરી સાથે વાત કરું ત્યારે મારી પત્ની ક્યાંકથી પણ આવી જ જાય છે.’

¤¤¤

2 સરદાર એક ઝાડ પર બેસીને ફિલ્મી ગીત ગાઈ રહ્યા હતા. અચાનક એક ઉંધો લટકીને ગાવા માડ્યો.

બીજાએ પુછ્યુ: ‘ઉંધો લટકીને કેમ ગાઈ રહ્યો છે.’

પહેલો બોલ્યો: ‘અરે યાર સાઈડ બી ગાઈ રહ્યો છુ.’

¤¤¤

ગોલુ શાળામાં હસી રહ્યો હતો

મોલુ: ‘ચુપ કર.’

ગોલુ: ‘કેમ તું મને ચૂપ કરનારો કોણ?’

મોલુ: ‘હુ મોનિટર છુ’

ગોલુ: ‘હું CPU છું, હવે બોલ.’

¤¤¤

ટીચર: ‘બતાવ સંતા M ફોર શું થાય?’

સંતા: ‘મધર.’

ટીચર: ‘વેરી ગુડ. હવે બતાવ W ફોર શું થાય?’

સંતા વિચારમાં પડી ગયો

ટીચર: ‘સંતા શું વિચારી રહ્યો છે?’

સંતા: ‘સર, હુ વિચારી રહ્યો છું કે મમ્મી ઊંધી કેવી રીતે થઈ ગઈ?’

¤¤¤

પતિ અને પત્ની ફરવા ગયા. રસ્તામાં એક ગધેડો ઘાસ

ખાઈ રહ્યો હતો.

પત્નીઃ 'સાંભળો છો. તમારા સગા ઘાસ ખાઈ રહ્યા છે. પ્રણામ કરો.'

પતિઃ 'નમસ્કાર સસરાજી.'

¤¤¤

રોબર્ટઃ 'આ તારું દિમાગ મને આપી દે, રાહુલ.'

રાહુલઃ 'પણ તમે મારા દિમાગનું શું કરશો જીજાજી?'

રોબર્ટઃ 'મને ખાલી જગ્યા ગમતી નથી. હું તેના પર બિલ્ડિંગ બનાવીશ.'

¤¤¤

ચૂંટણી નો સમય હતો. ભાજપના નેતાની પત્ની પ્રેગ્નેટ હતી તેને હોસ્પિટલમાં દાખલ કરી ભાજપના નેતા બહાર ઊભા હતા. નર્સ આવી ને બોલીઃ 'નેતાજી, તમારાં પત્ની બે પુત્રોની માતા બન્યાં છે.'

ભાજપના નેતાઃ 'ત્રણથી ઓછા હોઈ જ ના શકે આ કોંગ્રેસવાળાની ચાલ લાગે છે.'

¤¤¤

ટીચર બાબુનેઃ 'તારી અટેંડેંસ બહુ ઓછી છે તું પરીક્ષામાં બેસી ના શકે.'

બાબૂઃ 'કોઈ વાંધો નહીં, આપણને એવુ અભિમાન નથી આપણે તો ઊભા-ઊભા પરીક્ષા આપીશું.

¤¤¤

એક ગુજરાતી ભાઈએ હિંદી ભાષાની છોકરી સાથે લગ્ન કર્યા.

લગ્નના બીજા દિવસે પત્નીએ પતિને કહ્યુંઃ 'સુનતે હો, ડિબ્બે મેં આટા નહીં હૈ.'

ગુજરાતીઃ 'ડોબી, ડબ્બામાં આંટા ના આવે. સીધે-સીધો ખોલી નાંખ.'

¤¤¤

સંતા બજારમાં ગયા. રસ્તામાં એક ચોર એમનો મોબાઈલ ફોન ઝૂંટવીને ભાગી ગયો.

સંતા પાછળ દોડયો અને જોરથી બુમો પાડી: ‘લે જા ગધે, પણ એનું ચાર્જર તો મારી પાસે છે.’

¤¤¤

આજની છોકરીઓનો એક જ પ્રોબ્લેમ છે.

ધોતીવાળા ગમતા નથી.

જીન્સ વાળા સારા હોતા નથી.

NRI મળતા નથી. અને મારા જેવા સીધા છોકરા એમના પ્રેમમાં પડતા નથી.

¤¤¤

છોકરીઓ પારકી થાપણ કહેવાય તો છોકરાઓ શું કહેવાય?

છોકરાઓ ચોર છે, જેમની નજર હંમેશાં પારકી થાપણ પર જ હોય છે

¤¤¤

રામ: ‘મારી પાસે બંગલો છે, ગાડી છે, બેંક લોકર છે, તારી પાસે શું છે?’

શ્યામ: ‘મારી પાસે આ બધાની ડુપ્લીકેટ ચાવી છે.’

¤¤¤

છોકરો: ‘જાનુ, વેલેંટાઈન પર તારું નામ હાથ પર લખું કે દિલ પર?’

છોકરી: ‘આમ આડુ અવળું લખવાને બદલે સાચો પ્રેમ હોય તો લખ મારું નામ મિલકતના દસ્તાવેજ પર.

¤¤¤

સંતાએ વેલેંટાઈનને દિવસે કોલેજમાં છોકરીને કહ્યું: ‘આઈ લવ યુ.’

છોકરી: 'હું હમણા સરને જઈને કહું છું.'

સંતા: 'ઓય, ગાંડી થઈ ગઈ છે કે શું? એ તો પરણેલા છે. મને જ કહે ને!'

¤¤¤

સંતાની પત્ની વેલેંટાઈનને દિવસે બહાર જવા માટે શોર્ટ ડ્રેસ પહેરીને બોલી: 'હું હવે એકદમ યંગ લાગુ છું ને!'

સંતા: 'આ પણ કાઢી નાખીશ તો એકદમ ન્યુ બોર્ન બેબી લાગીશ.'

¤¤¤

વેલેંટાઈન પર છોકરીઓનો મંત્ર: ભોળાને છેતરવો, હેન્ડસમ સાથે મોજમજા, ચાર્મિંગ સાથે મિત્રતા, ઈન્ટેલિજેન્ટ સાથે સંપર્ક, વિશ્વાસપાત્ર સાથે પ્રેમ, લગ્ન શ્રીમંત સાથે કરવાં.

¤¤¤

વેલેંટાઈન પર પ્રેમિકાએ પ્રેમીને શરમાતાં પૂછ્યું: 'તારે કેવી પત્ની જોઈએ?'

પ્રેમી: 'બિલકુલ ચાંદ જેવી, જે રાત્રે આવે અને સવારે જતી રહે.'

¤¤¤

વેલેંટાઈન પર પત્ની: 'તમે મને કેટલો પ્રેમ કરો છો?'

પતિ: 'શાહજહાં જેટલો.'

પત્ની: 'મારા મરી ગયા પછી તમે તાજમહેલ બનાવશો?'

પતિ: 'હું જમીન પણ લઈ ચુક્યો છું, ગાંડી. મોડું તો તું કરી રહી છે.'

¤¤¤

વેલેંટાઈન પર પ્રેમિકા: 'તું આજથી જુગાર રમવાનું છોડી દે.'

પ્રેમી: 'આ તો મોટા લોકોનો શોખ છે. દ્રોપદીનો પતિ પણ

જુગાર રમતો હતો.'

પ્રેમિકા: 'દ્રોપદીના પાંચ પતિ હતા મારા બે તો ચાલશે ને!'

¤¤¤

છોકરી બોયફ્રેંડને: 'વેલેંટાઈનના દિવસે તું મને શું ગિફ્ટ આપીશ?'

છોકરો: 'તું જે માંગે તે.'

છોકરી: 'તો મને પેલા ફરારી ચલાવનાર છોકરા સાથે દોસ્તી કરાવી આપ.'

¤¤¤

સંતાએ વેલેંટાઈન પાર્ટીમાં એક છોકરીને આઈ લવ યુ કહ્યું.

છોકરીએ થપ્પડ મારી અને બોલી: 'બોલ શું બોલ્યો?'

સંતા બોલ્યો: 'જ્યારે સાંભળ્યું જ નથી તો થપ્પડ કેમ મારી?'

¤¤¤

વેલેંટાઈન ટિપ્સ આપતાં બાયોલોજી શિક્ષક: 'જો છોકરીને અસ્થમા એટેક આવે તો તમારા હોઠ દ્વારા શ્વાસ આપો.'

વિદ્યાર્થી: 'એ તો ઠીક છે પણ તેને અસ્થમા એટેક આવે એ માટે શું કરવું?'

¤¤¤

કેટલા પણ દૂર જશો પણ અમને ભૂલી નહી શકો.
જેટલા દૂર જશો એટલા નિકટ પામશો અમને,
મિટાવી શકતા હોય તો મિટાવી દો યાદો મારી,
પણ શુ સપનાંમાંથી કાઢી શકશો મને.
હેપી વેલેંટાઈન ડે.

¤¤¤

એકવાર 300 સરદારજી શિપમાં ટ્રાવેલ કરી રહ્યા હતા. પણ

બધા ડૂબી ગયા. કેવી રીતે?

નથીંગ સીરિયસ શિપ વચ્ચે અટકી પડી તો બધા ધક્કો મારવા નીચે ઊતરી પડ્યા.

¤¤¤

એક દિવસ એક ભિખારી સંતા પાસે આવ્યો: 'ભગવાનના નામે કશુક આપો, બાબા'

સંતા: 'ટમાટર ખાવ.'

ભિખારી: 'ભગવાનને નામે કંઈક તો આપી દે, બાબા.'

સંતા: 'ટમાટર ખાવ.'

ભિખારીને લાગ્યું આને ગુજરાતી બોલતાં નથી આવડતું. લાવ ને જે મળે તે જ લઈ લઉ.

ભિખારી: 'ઠીક છે બાબા ટમાટર જ આપી દો.'

એટલામાં અંદરથી સંતાની પત્ની આવીને બોલી: 'ભાઈ, એ તોતડું બોલે છે, ટમાટર ખાવ નહીં કમાકર ખાવ.'

¤¤¤

ગુસ્સે ભરાયેલા જમાઈએ સાસુને એસએમએસ કર્યો,

તમારી પ્રોડક્ટ મારી જરૂરિયાત પ્રમાણે બંધબેસતી નથી. તેને પાછી લઈ જાઓ.

સ્માર્ટ સાસુએ જમાઈને રીપ્લાય કર્યો.

તેની વોરંટી પૂરી થઈ ગઈ છે અને એકવાર વેચાણ થયા બાદ ઉત્પાદક તેના માટે જવાબદાર નથી.

¤¤¤

સ્વર્ગમાં બેઠાં બેઠાં રાજીવ ગાંધી હળવે હળવે મલકાઈ રહ્યા હતા.

ઈન્દિરા ગાંધીએ પૂછ્યું: 'શું થયું?'

રાજીવ ગાંધી: 'જુઓ ને મોમ. સોનિયા સાથે લગ્ન મેં કર્યાં અને ભોગવવું પડી રહ્યું છે બિચારા મનમોહનને.'

¤¤¤

રજનીકાંતનો મેલ આઈડી શું છે?

Gmail@Rajnikant.com !

¤¤¤

સંતાની પત્ની (ફોન પર): 'કહાં હો જી?'

સંતા: 'તને યાદ છે એક દિવસ તને એક સેટ પસંદ આવી ગયો હતો પણ મારી પાસે પૈસા નહોતા અને મેં તને કહ્યું હતું કે હું તને એક દિવસ જરૂર અપાવીશ.'

પત્ની (ખુશીથી): ' હા..હા... મને યાદ છે.'

સંતા: 'બસ એની પાસેની પાનની દુકાન પર.

¤¤¤

એક પુરુષને બીજા શહેરમાં નોકરી મળી ગઈ. તેણે પોતાની પત્નીને એસએમએસ કર્યો, જે ભૂલથી એક એવી સ્ત્રીને જતો રહ્યો જેનો પતિ એક દિવસ પહેલા જ સ્વર્ગવાસી થયો હતો. મેસેજ વાંચીને તે બેહોશ થઈ ગઈ.

મેસેજ હતો: 'હું સહી સલામત પહોંચી ગયો છું. અહીં મોબાઈલની સગવડ પણ છે. તું ઉદાસ ના થઈશ. બે-ત્રણ દિવસમાં તને પણ મારી પાસે બોલાવી લઈશ.'

¤¤¤

ડોનની પુત્રીનું મેરેજ થયું. બીજા દિવસે તે ઘરે આવી અને એણે પોતાના પિતાજીને કહ્યું: 'ડેડ, મારી તેની સાથે લડાઈ થઈ ગઈ છે.'

ડોન: 'લગ્ન પછી નાની મોટી લડાઈ તો થતી રહે છે. તું ચિંતા ન કરીશ, બધું ઠીક થઈ જશે.'

પુત્રી: 'એ તો ઠીક છે પણ એની લાશનું શું કરું?'

¤¤¤

પ્રોફેસર: 'ભૂલ થાય ત્યારે માફી માંગે એને શું કહેવાય?'

વિદ્યાર્થી: 'સમજદાર!'

પ્રોફેસર: 'સરસ, અને ભૂલ ના હોય તો પણ માફી માંગે એને શું કહેવાય?'

વિદ્યાર્થી: 'બોય-ફ્રેન્ડ!'

¤¤¤

સાસુ વહુને: 'વહુ તું બહાર ગમે ત્યારે જાય તો ઘૂંઘટ લેવો જોઈએ. તું તો જવાન છે. મને જો. હું તો વૃદ્ધ છું છતાં પણ અજાણ્યા માણસો સામે ઘૂંઘટ લઉં છું.

આધુનિક વહુ: 'હા સાસુમાં, હું પણ તમારી વયની થઈશ તો ચહેરાની કરચલીઓ છૂપાવવા માટે ઘુંઘટ જરૂર લઈશ.'

¤¤¤

રમેશ: મારી 3 વર્ષની ભાણેજ કૃતિકાએ મને કહ્યું, મામા, મને ચોકલેટ આપો ને. હું કામમાં વ્યસ્ત હતો એટલે મેં તેને ખીજાઈને જવાબ આપ્યો: 'જા અહીંથી મારું માથું ન ખા.'

મહેશ: 'તો શું થયું?'

રમેશ: 'એણે તરત જ મને કહ્યું: 'મામા મને માથું આપો ને હું માથું ખાઈશ.'

¤¤¤

એક ડબ્બૂ પતિ એક દારૂડિયા મિત્રની સલાહથી પોતાની પત્ની પર હુકમ ચલાવવા માટે તેને ગુસ્સાથી બોલ્યો - સાંભળે છે, આજથી ઘરમાં મારો હુકમ ચાલશે. મારા માટે ચા-નાસ્તો, જમવાનું બધું તું તૈયાર કરજે, મારાં કપડાં ધોઈને પ્રેસ કરજે અને આજે સાંજે મારે પાર્ટીમાં જવાનું છે. બતાવ મારા શૂઝને પોલીશ કોણ કરશે?'

પત્ની બોલી: 'હા, બતાવું છું, પહેલાં જરા તમે પલંગ નીચેથી બહાર તો આવો.'

¤¤¤

સંતાએ બંતાને પૂછ્યું 'યાર એક વાત બતાવ. એક હાથી સામે 12 કેળાં મૂક્યાં, તેણે 11 કેળાં ખાઈ લીધાં અને એક છોડી દીધું,

કેમ?'

બંતા બોલ્યો: 'કારણ કે એક કેળું નકલી હતું, ચાલ હવે તું બતાવ કે હાથી સામે 12 કેળાં મૂક્યાં અને તેણે એક પણ ન ખાધું કેમ?'

સંતા: 'કારણ કે હાથી નકલી હતો.'

¤¤¤

90 વર્ષની એક ડોશીએ તેના 92 વર્ષના પતિને બીજી સ્ત્રી સાથે પ્રેમલીલા રચતો રંગે હાથે પકડી લીધો. ગુસ્સામાં તે પાગલ થઈ ગઈ અને તેને પતિને પંદરમા માળેથી નીચે ફેંકી દીધો. ડોસાનું નીચે પડતાં જ મોત થઈ ગયું. કોર્ટમાં જ્યારે આ સંબંધે પૂછવામાં આવ્યું તો તેણે કહ્યું: 'જજ સાહેબ, મેં વિચાર્યું કે જ્યારે 92 વર્ષની વયે તે પ્રેમ કરી શકે છે તો ઊડીને નીચે પણ જઈ શકે છે.'

¤¤¤

પતિ પત્નીને: 'ભાગ્યવાન, તારી જોડે લગ્ન કરીને મને એક ફાયદો થયો.'

પત્ની: 'શો ફાયદો થયો બતવો તો ખરા.'

પતિ: 'મને મારા કર્મોની સજા જીવતે જીવત મળી ગઈ.'

¤¤¤

ગપ્પુ: 'આજે તો બગીચામાંથી મને બે રૂપિયાનો સિક્કો મળ્યો.'

પપ્પુ: 'એ મારો જ છે. કાલે હુ જ્યારે અહીં રમતો હતો ત્યારે ખિસ્સામાંથી પડી ગયો હતો.'

ગપ્પુ: 'પણ મારી પાસે એક એક રૂપિયાના બે સિક્કા છે.'

પપ્પુ: 'લાગે છે કે નીચે પડવાથી તેના બે કટકા થઈ ગયા હશે.'

¤¤¤

નેતા: 'ઠીક છે, હું તમને ડ્રાઈવરની નોકરી પર રાખી લઉં છું, તમારી સ્ટાર્ટિંગ સેલેરી રહેશે ત્રણ હજાર રૂપિયા. બોલો, મંજૂર

છે?'

ડ્રાઈવર: 'જી સર, મને મંજૂર છે. સ્ટાર્ટિંગ સેલેરી તો ઠીક છે, પણ ગાડી ચલાવવાના કેટલા મળશે એ પણ બતાવી દો.'

¤¤¤

આ તમારી આંખો છે કે નજરોથી ચાલતાં તીર!

જેટલી વાર તું મને જોઈને મલકાય છે,

અને પાછી શરમાઈને નમી જાય છે,

એટલી વાર મારું દિલ વીંધાતું જાય છે.

¤¤¤

મમ્મી એ ગુસ્સે થઈને પપ્પૂને પૂછ્યું: 'કબાટમાં મેં ગઈકાલે રાતે બે લાડવા મૂક્યા હતા, તો એક જ કેમ રહી ગયો?'

પપ્પૂ બોલ્યો: 'મા, એક એટલા માટે રહી ગયો કે મને બીજો લાડવો અંધારામાં દેખાયો જ નહિ.

¤¤¤

પત્ની ટીવી પર મેચ જોઈ રહી હતી, એટલામાં પતિ મહારાજ તૈયાર થઈને આવ્યા અને બોલ્યા: 'હું કેવો લાગી રહ્યો છું?'

પત્ની એકદમ ચીસ પાડીને બોલી: 'છક્કો.'

¤¤¤

પંડિતજીએ જમ્યા પછી પોતાના પેટ પર હાથ ફેરવતા કહ્યું: 'બસ ફૂલ.'

પરંતુ મેજબાને જીદ કરીને પંડિતજીને થોડી રબડી વધુ આપી, પંડિતજી એ પણ ચટ કરી ગયા.

આ જોઈ મેજબાનના નાના છોકરાએ પૂછ્યું: 'પંડિતજી, અત્યારે તો તમે કહી રહ્યા હતા કે બસ, ફૂલ, તો પછી રબડી પણ ખાઈ ગયા?'

પંડિતજી બોલ્યા: 'બેટા, બસ ફૂલ હતી, પણ કંડક્ટરની સીટ તો ખાલી હતી ને!'

¤¤¤

પપ્પા - બેટા, શું તું જાણે છે કે કુતુબ મીનાર કોણે બનાવ્યો?'

પુત્રઃ 'કુતુબુદ્દીન એબકે.'

પપ્પાઃ 'શાબાશ બેટા અને તાજમહેલ?'

પુત્રઃ 'તાજ ઉદ્દીન એબકે.'

¤¤¤

રજત(મયંકને): 'ટપાલમાં નવા પ્રતિક ચિહ્નોમાં વાપરવામાં આવેલ લાલ અને પીળા રંગો અંગે તમારા શું વિચારો છે?'

મયંકઃ 'એટલું જ કે આપણે પણ આપણા જીવનમાં લાલ અને પીળા કોમ્બિનેશનનાં કપડાં વધુમાં વધુ પહેરવાં જોઈએ.'

¤¤¤

એક દક્ષિણ ભારતીય વ્યક્તિનું નવું નવું મેરેજ થયું હતું. તેણે એક ઉત્તર ગુજરાતી મિત્રને પોતાની ઘરે જમવા બોલાવ્યો.

દક્ષિણ ભારતીયની પત્ની જમવાનું પીરસતી વખત એવું કહેવા માંગતી હતી કે જમો, શરમ ન કરતા, પરંતુ તેને ગુજરાતી આવડતું નહોતું, તેથી તે બોલી પડીઃ 'ખાવ, ખાવ શરમ તો છે જ નહીં.'

¤¤¤

મયંકઃ 'ગુડ્ડુ તું શું બનાવી રહ્યો છે?'

ગુડ્ડુઃ 'ભગવાનનુ ચિત્ર.'

મયંકઃ 'પણ ભગવાન તો કોઈએ જોયા નથી, કોઈને પણ જાણ નથી કે ભગવાન કેવા દેખાય છે?'

ગુડ્ડુઃ 'હવે જાણ થઈ જશે.'

¤¤¤

પ્રોફેસરઃ 'શું તું મને સત્તરમી સદીના વૈજ્ઞાનિકો વિશે જણાવી શકે છે?'

વિદ્યાર્થીઃ 'હા સર, તેઓ બધા મરી ગયા છે.'

¤¤¤

શિક્ષક (સોનુને) બતાવ, દુનિયા ગોલ છે કે ચપટી?'

સોનુ: 'દુનિયા ન તો ગોલ છે કે ન તો ચપટી, મારા પપ્પા કહે છે કે દુનિયા 420 છે.'

¤¤¤

કંજૂસ રામુઃ 'ભાઈ સાહેબ, ઘી શું ભાવ આપ્યું?'

દુકાનદારઃ '220 રૂપિયા કિલો.'

રામુઃ '2 રૂપિયાનું આપો.'

દુકાનદારઃ 'લાવો 2 રૂપિયા અને સૂંઘી લો ઘી.'

¤¤¤

સાહેબ(નોકરને): 'શુ તમે ગાંડો કે ઉલ્લુ સમજો છો?'

નોકરઃ 'સાહેબ હું આટલો વહેલો કેવી રીતે બતાવી શકું? હું તો હજુ કાલે જ આવ્યો છું.'

¤¤¤

એકવાર હાથી અને ઉંદર વચ્ચે લડાઈ થઈ ગઈ. હાથી ઉંદરને મારવા દોડ્યો. ઉંદર દરમાં ઘૂસી ગયો. થોડી વારમાં ઉંદર પોતાના પગ બહાર કાઢીને ઊભો રહી ગયો.

બીજા ઉંદરે કહ્યું: 'તું આ શું કરી રહ્યો છું?'

પહેલો ઉંદરઃ 'હાથીને અંગૂઠો બતાવી રહ્યો છું.'

¤¤¤

એક વખત એક શિક્ષકે દુકાનદાર પાસે કેલેંડર માંગ્યું.

દુકાનદાર બોલ્યો: 'જી, મેડમ. કેવું કેલેંડર જોઈએ છે તમને?'

શિક્ષકઃ 'એવુ કેલેંડર જેમા વર્ષની સૌથી વધુ રજાઓ જાહેર કરવામાં આવી હોય.'

¤¤¤

'લોકો કહે છે મને નવરાશમાં બનાવ્યો છે.'

'બિલકુલ સાચું જ કહ્યું છે. નકામાં કામ નવરાશમાં જ કરાય છે.'

¤¤¤

નવી કાર અને નવી પત્નીમાં કોઈ અંતર નથી.

બન્ને બે ત્રણ વર્ષ સારી રીતે ચાલે છે.

જૂની કાર અને જૂની પત્નીમાં પણ કોઈ અંતર નથી. બન્ને ઘોંઘાટ કરે છે.

¤¤¤

'કાશ હું ગણપતિ હોત તો તું મારી રોજ પૂજા કરતી અને મને લાડુ બનાવીને ખવડાવતી હોત.'

'કાશ હું એવું કરી શકતી. પછી હું તમને દર વર્ષે વિસર્જન કરી નવા ગણપતિ લાવતી હોત.'

¤¤¤

ચમ્પુ હોસ્ટલમાં બેસી રડતો હતો એના મિત્રે એને પૂછ્યું: 'શું થયું?'

ચમ્પૂએ કહ્યું: 'મારી સાથે દગો થઈ ગયો.'

'મેં બાપુ પાસે ચોપડી માટે પૈસા મંગાવ્યા હતા, એમણે ચોપડી જ મોકલી દીધી.'

¤¤¤

ટીચર: 'બેટા તું મોટો થઈને શું કરીશ?'

છોકરો: 'લગ્ન.'

ટીચર: 'હું એમ કહેવા માંગુ છું કે તું શું બનીશ?'

છોકરો: 'વરરાજા.'

ટીચર: 'અરે, હું એમ કહેવા માંગુ છું કે તું શું મેળવીશ?'

છોકરો: 'દુલ્હન.'

¤¤¤

છોકરો: 'ડાર્લિંગ તમે માત્ર  એક વર્ષ રાહ જુઓ હું કઈક કરી ને બતાવીશ.'

છોકરી: 'ઠીક છે તમે પણ એક વર્ષ રાહ જુઓ હું કોઈની બની ને બતાવીશ.'

¤¤¤

'કેમ, ડાક્ટરે ઉંઘની ગોળી નહીં મોકલી?'

'ના, અત્યાર સુધી તો ના મોકલી.'

'તો ફોન કરીને કહે કે જલ્દી મોકલે. મને ઊંઘ આવી રહી છે.'

¤¤¤

સંતાનાં લગ્ન એક નર્સ સાથે થઈ ગયાં.

બંતા: 'બોલ સંતા, કેવી હાલે છે જિંદગી?'

સંતા: 'ના પૂછ યાર, જ્યાં સુધી સીસ્ટર કહીને ના બોલો ત્યાં સુધી કાંઈ સાંભળતી જ નથી.'

¤¤¤

'દરેક નોટ પર ગાંધીનો હસતો ફોટો કેમ છે?'

'સિંપલ યાર, રડશે તો નેટ ભીની નહીં થઈ જાય?'

¤¤¤

સંતાના બાપુ અમેરિકાથી આવ્યાને પૂછ્યું: 'તારી મા ક્યાં છે?'

સંતા: 'એ તો મરી ગઈ.'

બાપુ: 'તો મને કેમ ખબર ન કરી?'

સંતા: 'હું વિચારતો હતો કે તમને સરપ્રાઈઝ આપું.'

¤¤¤

ત્રણ ગાંડા એક બેડ પર એકસાથે સૂતા હતા .

ત્રણેને સૂવા માટે જગ્યા ઓછી પડી રહી હતી.

એક ઉઠીને નીચે જઈને સૂઈ ગયો

ત્યાં બાકીના બે ગાંડા બોલ્યા: 'આવી જા હવે જગ્યા થઈ ગઈ છે.'

¤¤¤

રેલના ડિબ્બામાં સંતા ચૂપચાપ બેઠો. આ જોઈ બંતાથી ચૂપ ના રહેવાયું. એણે કીધું ભાઈ: 'તારો રૂમાલ પડી ગયો છે.'

સંતા: 'મારો રૂમાલ પડયો તો તને શું? તારો કોટ સિગરેટથી બળે છે, પણ હું કાંઈ બોલ્યો?'

¤¤¤

ગાયક મુકેશે વર્ષો પહેલાં પૂછ્યું:

'પાણી રે પાણી તારો રંગ કેવો...

આ ગાયનનો જવાબ આજે વર્ષો બાદ યો યો હની સિંહે આપ્યો: 'બ્લુ હે પાની પાની પાની.'

¤¤¤

સરદાર એક એસ એમ એસ મોકલ્યો બૉસને

'હું બીમાર છું આજે નહીં આવી શકું.'

બૉસે જવાબ આપ્યો:

'જ્યારે હું બીમાર થાઉં છું તો મારી પત્નીને કિસ કરું છું તું પણ ટ્રાય કરજે.'

સરદાર બે કલાક પછી: 'સર, હું ઠીક છું તમારી વાઈફ બહુ સ્વીટ છે.'

¤¤¤

ટીચર: 'તારા અબ્બૂ શું કામ કરે છે?'

બાળક: 'UPS ના માલિક છે.'

'સારું UPSનો શું મતલબ?'

'ઉસ્માન પકોડા શોપ.'

¤¤¤

લાલૂ: 'આઈ લવ યુનો શો અર્થ છે?'

સોનિયા: 'હું તને પ્રેમ કરું છું.'

લાલૂ: 'લો કર લો વાત અંગ્રેજીમાં એક સવાલ શું કર્યો ફિદા થઈ ગઈ.'

¤¤¤

ડૉક્ટર: 'તું જાણે છે તારા દાદા કોણ છે?'

છોકરી: 'બિગબી.'

ડૉક્ટર: 'તારી માં કોણ છે?'

છોકરી: 'મિસ વર્લ્ડ.'

ડૉક્ટર: 'અને તારા બાપુ કોણ છે?'

છોકરી: 'નો આઈડિયા, સરજી.'

¤¤¤

છોકરી: 'પાપા, એક છોકરો મને રોજ આઈ લવ યુ બોલે છે, શું કરું?'

પાપા: 'દીકરી તેનાથી લગ્ન કરી લે કસમથી કહું છું બીજી વાર કહે તો મારું નામ બદલી નાખજે.'

¤¤¤

ભિખારી: 'કોઈ રોટલી આપો.'

અંદરથી અવાજ આવ્યો: 'બીવી ઘરમાં નથી.'

ઓય કિસ નહીં માંગી છે રોટલી તો તું પણ આપી શકે છે ના!'

¤¤¤

છોકરો: 'તમે મારી સાથે ડાંસ કરશો?'

છોકરી: 'ના હું બાળક સાથે ડાંસ નથી કરતી.'

છોકરો: 'ઓ સૉરી આંટી મને ખબર નહીં કે તમે પ્રેંગનેંટ છો.'

¤¤¤

દાદા: 'રોહન, છુપાઈ જા તારી ટીચર આવે છે.'

રોહન: 'ના પહેલાં તમે છુપાઈ જાઓ મેં તમારા મોતના બહાનાથી બે અઠવાડિયાંની રજા લીધી છે.'

¤¤¤

એક મરઘી બજાર ગઈ અને બોલી: 'ઈંડા આપો.'

દુકાનવાળા: 'શર્મ નથી આવતી મરઘી થઈ ઈંડા માંગે છે?'

મરઘી: 'અરે મારા પતિએ કહ્યું છે ત્રણ રૂપિયાના ઈંડાને કારણે ફીગર ખરાબ ન કરવું.'

¤¤¤

એક પિતા એક કોલેજમાં ગયો અને પટાવાળાને પૂછ્યું: 'આ કોલેજમાં કેવું ભણતર છે?'

પટાવાળો: 'અરે અરે ભવિષ્ય બહું સારું છે મેં પણ ઈયાંથી જ ઈંજીનીયરીંગ કરેલ છે.'

¤¤¤

લગ્નના ફેરા સમયે: 'સાંભળો આજથી મારા વગર તમે નથી અને તમારા વગર હું નથી.'

લગ્નના થોડા સમય પછી: 'ઓ આજ તો તું નહીં કે હું નહીં.'

¤¤¤

બે પ્રેમી પિઝા હટમાં ગયાં. છોકરીએ કહ્યું: 'શું લેશો જાનું.'

છોકરો બોલ્યો: 'સમોસે લઈ લો.'

લો કરી લો ગંવાર છોકરાથી પ્યાર.

¤¤¤

પવન મોબાઈલ કંપનીમાં ઈન્ટરવ્યુ આપવા ગયો. પેલો સવાલનો જવાબ આપતાં જ તેને ભગાડી દીધો. સવાલ: 'સૌથી મશહૂર નેટવર્ક કયું છે?'

'કાર્ટૂન નેટવર્ક'

¤¤¤

પંજાબી લગ્નની પાર્ટીમાં ડીજેએ પૂછ્યું: 'કયાં સુધી વગાડવું?'

મેજબાન: '8-10 પેગ સુધી વગાડી લો તે પછી તો આ બધા જનરેટરના અવાજ પર પણ નાચી લેશે.'

¤¤¤

સરદાર: 'અરે સારું થયું હું ઈંડિયામાં જન્મ્યો અમેરિકામાં નહીં.'

મિત્ર: 'કેમ અમેરિકામાં જન્મ્યો હોત તો શું થાત?'

સરદાર: 'તું પણ યાર? અરે મને અંગ્રેજી કયાં આવડે છે?'

¤¤¤

સંતા: 'રાતે સુતા સમયે મોબાઈલ ચાર્જિંગ પર ન લગાવવો.'

બંતા: 'કેમ?'

સંતા: 'બેટરી ફાટી શકે છે.'

બંતા: 'હું એ જાણું છું તેથી બેટરી કાઢીને ચાર્જ કરું છું.'

¤¤¤

સંતા દારૂપીને તાળું ખોલતો હતો.

તાળું ખૂલતું ન હોતું.

બંતા: 'હું ખોલી દઉં?'

સંતા: 'ના હું ખોલું છું તુ તો ઘર ને પકડી રાખ એ બહું જ

હલે છે.'

¤¤¤

સરદાર: 'મારી પત્ની એટલી મજાક કરે છે કે પૂછો નહીં.'

મિત્ર: 'શું મજાક કરે છે?'

'અરે, કાલે મેં ઘરે જઈ એની આંખો બંધ કરી તો કહેવા લાગી દૂધવાળો!'

¤¤¤

ડાક્ટર: 'જો તું છોકરીઓનો પીછો કરવો નહીં છોડે તો મરી જઈશ.'

સંતા: 'લે. છોકરીઓની પાછળ પડવાથી કંઈ કોઈ મરી જતું હોય ખરું?'

ડોક્ટર: 'બેટા એમાંથી એક છોકરી મારી છે.'

¤¤¤

સંતા: 'અરે યાર, આ દાંત કેમ તૂટ્યો?'

બંતા: 'હસવાને કારણે.'

સંતા: 'શું? હું સમજ્યો નહીં.'

બંતા: 'કાંઈ નહીં યાર, કાલે હું પહેલવાનને જોઈને હસી રહ્યો હતો.'

¤¤¤

રમેશ(બૉસને): 'સર મને રજા જોઈએ છે જેથી હું મારી પત્નીને ઘરકામમાં મદદ કરી શકું.'

બૉસ: 'તને રજા નહીં મળે.'

રમેશ: 'આભાર સર મને ખબર હતી કે તમે જ મુશ્કેલીમાં મારી મદદ કરશો.'

¤¤¤

ચિંટૂ: 'પાપા તમે સિંહથી બીઓ છો?'

પાપા: 'નહીં.'

ચિંટૂ: 'તો હાથીથી?'

પાપા: 'ના તેનાથી પણ નહીં.'

ચિંટૂ: 'ભૂતથી?'

પાપા: 'નહીં.'

ચિંટૂ: 'એટલે એમ કે તમે મમ્મી સિવાય કોઈનાથી પણ બીતા નથી.'

¤¤¤

એક મિનિસ્ટરને પોતાની પત્ની સાથે ઝગડો થઈ ગયો.

તેણે ગુસ્સામાં કહ્યું: 'હું મારા પતિ પદથી ઈસ્તીફો આપ દઉં છું.'

પત્નીએ કહ્યું: 'ઠીક છે પણ વૈકલ્પિક વ્યવસ્થા થતાં સુધી પદ પર બન્યા રહો.'

¤¤¤

ઘોંચૂ (પોંચૂથી ): 'કાશ્મીર સ્વર્ગ જેવો છે. આ જગ્યાએ મને એવી ખુશીઓ આપી છે જેને હું ક્યારે ભૂલી નથી શક્તો.'

પોંચૂ: 'પણ તમે તો ક્યારે કશ્મીર ગયા જ નથી.'

ઘોંચૂ (ખુશીથી): 'પણ મારી પત્ની ત્યાં જ છે. અને તે પાછી આવવાની પણ નથી.'

¤¤¤

એક વાર પતિ-પત્ની સેલમાં સાડી ખરીદવા ગયાં

એક સાડી જોઈને પતિએ  એની કિંમત પૂછી.

સેલ્સમેને કહ્યું: '700 રૂપિયા.'

પતિ બોલ્યો: 'રહેવા દે આથી તો મારી પત્ની જ સસ્તી છે.'

¤¤¤

સંતાથી હોસ્પિટલમાં પૂછ્યો- તમારી જન્મતારીખ શું છે?

સંતા- પેલી મે.

સંતા - અને વર્ષ.

સંતા- દરેક વર્ષ.

¤¤¤

માં દીકરાથી – દીકરા, વાળ કપાવી લે.

દીકરો - ઈટસ ફેશન, મોમ.

માં - આ તો ઠીક છે પણ લોકો તારી બેનના સંબંધ માટે આવે છે અને તને પસંદ કરી જાય છે.

¤¤¤

ટીચર - શક અને વિચારમાં શું અંતર છે?

તમે મસ્ત આઈટમ છો એ અમારો વિચાર છે અને હું બાળક છું એ તમારો શક છે ..

¤¤¤

કેપ્ટન - નવયુવાનો આગળ વધો.

બધા આગળ હાલી ગયા, સંતા ત્યાં જ ઊભો રહ્યો.

કેપ્ટન - તમે કેમ ઊભા છો?

સંતા- સર, તમે નવયુવાન કહ્યું હું તો દશમો છું.

¤¤¤

છોકરો- બાપુ મને ઢોલ ખરીદી આપો.

બાપુ- ના બેટા, તું એ વગાડીને મને હેરાન કરીશ.

છોકરો- ના બાપુ હું ઢોલ ત્યારે જ વગાડીશ જ્યારે તમે સૂઈ જશો.

¤¤¤

એક બાળક એક સફેદ અને એક બ્લેક મોજાં પહેરીને શાળામાં આવી ગયો.

શિક્ષક - જા ઘરે જઈને આ મોજાં બદલી આવ.

બાળક - ઘરે જવાનો કોઈ ફાયદો નથી,

શિક્ષક - કેમ?

બાળક - ઘરે પણ એક સફેદ અને એક કાળું મોજું જ પડ્યું છે.

¤¤¤

એક મજૂર - નોકરનો ન્યાય કરો. સાહેબ ગધેડાની જેમ કામ કરાવે છે અને મજૂરી માત્ર વીસ રૂપિયા જ આપે છે.

સાહેબ - ઠીક છે આની આગળ ઘાસ નાખી દો અને રૂપિયા લઈ લો.

¤¤¤

પપૂએ ભારે મેહનત કરી ભગવાન ખુશ થયા.

બોલ તારે શું જોઈએ છે?

પપ્પૂ- એક ગાડી એક નોકરી એમાં બહુ છોકરીઓ ...

ભગવાન - તથાસ્તું ....

આજે પપ્પૂ છોકરીઓની સ્કૂલમાં બસ ડાઈવર છે.

¤¤¤

સવાલ સરનો - એવું કયું લિક્વિડ છે જે ગર્મ કરતાં સાલિડ બની જાય છે..

સંતાનો જવાબ- બેસનના  ભજીયા

¤¤¤

એક વાર એક સીઈઓ પોતાની કંપનીમાં ગયા.

ત્યાં તેમણે  જોયું બધા લોકો પોત- પોતાના કામમાં વ્યસ્ત છે. પણ એક માણસ ત્યાં મોબાઈલમાં મેસેજ કરતો હતો તે  આમ જ ઉભો હતો.

સીઈઓએ એને બોલાવ્યો અને કહ્યું તને શું સેલેરી મળે છે?

માણસ - 6000 રૂપિયા

સીઈઓએ 18000 રૂપિયા આપીને કહ્યુ - આ તારા ત્રણ મહીનાની સેલેરી લે અને જતો રહે અહીંથી. તારા જેવા કામચોર લોકો મને ન જોઈએ.

એના ગયા પછી સાહેબે પૂછ્યું આ શું કામ કરતો હતો.

એક માણસ પોતાનું હસવુ  રોકીને - સર આ તો Domino pizza વાળો હતો . એક સાહેબનો પિઝા લાવ્યો હતો.

¤¤¤

સંતાની પત્નીએ  ફ્રાયપેન ફેંકીને સંતાના માથામાં મારી દીધું

સંતા- અરે ગાંડી મને માર્યું કેમ?

પત્ની- તારી ડાયરીમાં કોઈ બસંતીનું  નામ લખ્યું છે કોણ છે આ બસંતી?

સંતા - કાલે મેં રેસમાં એક ઘોડી પર નંબર લગાવ્યો હતો એનું નામ વસંતી છે.

પત્ની- ઓહ આઈ એમ સોરી...

બીજા દીવસે ફરી સંતાને પત્નીનો માર પડ્યો.

સંતા- હવે શું થયું?

પત્ની- તારી ઘોડીનો ફોન આવ્યો છે જઈને ઉપાડ .

¤¤¤

સંતાએ નવો ડબલ સિમનો  મોબાઈલ ખરીદ્યો તો એક નવી સિમ બીજી ખરીદી

ઘરે  જઈને દીકરાને  કહ્યું જો બેટા મે એક નવુ સિમકાર્ડ ખરીદ્યું છે તારા મમ્મીના મોબાઈલમાં નંબર સેવ કરી દે

સંતા - કયા નામથી સેવ કર્યો

દીકરો- પતિ નં. 2

¤¤¤

એક મિત્ર બીજાથી રાહુલ વાઈફને બેગમ કેમ કહે છે?

રોહન - કારણકે લગ્ન પછી તેના બધા ગમો પતિના ભાગમાં આવી જાય છે અને પત્ની બેગમ થઈ જાય છે

¤¤¤

બે બાળકો ડાકટરની કલિનિક બહાર બેઠા હતા

એક બાળક રડતો હતો.

બીજોઃ કેમ રડે છે?

પહેલોઃ આજે મારો બ્લ્ડ ટેસ્ટ થવાનો છે મારી આંગળી કાપીને બ્લડ લેશે.

બેજો પણ રડવા માંડ્યોઃ અરે હવે તુ કેમ રડે છે?

તને ખબર છે આજ મારો યૂરીન ટેસ્ટ છે.

¤¤¤

પતિએ શરાબ પીધા પછી કહ્યું તમે કોણ છો?

પત્નીઃ શું ગાંડા થઈ ગયા છો પોતાની પત્નીને ભૂલી ગયા?

પતિઃ નશો દરેક ગમને ભૂલાવી દે છે.

¤¤¤

બંતાસિંહ આંખોના ડાકટર પાસે ગયો અને કહ્યું, સાહેબ ચશ્માં પહેરી પછી હું વાંચી શકીશ?

હા ખરેખર કેમ નહીં.

બંતા ખુશ થઈનેઃ ઓહ સારું હું બહું સમયથી અભણ હતો

¤¤¤

એક વાર બોસે સવાલ કર્યો તમે બન્નેમાંથી કોણ મૂર્ખ છે?

કર્મચારી તમે પણ જાણો છો કે તમે મૂર્ખ લોકોને નોકરી ઉપર નથી રાખતા.

¤¤¤

એક વાર પરીક્ષામાં એક સવાલ આવ્યો

ચેલેંજ કોને કહેવાય?

સંતાએ આખું પેપર ખાલી  મૂકી દીધું અને કહ્યું,

હવે તમારામાં હિમ્મત હોય તો પાસ કરીને બતાવો?

¤¤¤

દીકરો- પપ્પા હું ક્યારે મોટો થઈશ કે મમ્મીને પૂછ્યા વગર ઘરથી બહાર જઈ શકું?

પાપા - ઠંડી સાંસ લઈ, બેટા, એટલો મોટો તો હું આત્યાર સુધી પણ નથી થયો.

¤¤¤

નવા ડાક્ટરે પોતાની લાઈફનું પહેલું ઑપરેશન કર્યું. ઑપરેશન પછી દર્દી મરી ગયો.

દર્દીના મર્યા પછી ડાકટરે ભગવાનને કહ્યું, ભગવાન મારો આ પહેલો ઉપહાર સ્વીકાર કરો.

¤¤¤

. નોકરાનીએ માલકિનને કીધું, મેમસાબ, ગજબ થઈ ગયો. પાડોશની ત્રણ મહિલાઓ તમારી સાસુને મારે છે. મલકિન જોવા બાલકનીમાં આવી.

નોકરાની, માલકિન, તમે મદદ કરવા નહીં જશો?

માલકિન, ના એને માટે ત્રણ જ  ઠીક છે

¤¤¤

પત્ની- તમે મને પ્યાર નથી કરતા ને!

પતિ- બન્ને દીકરાઓ તરફ ઈશારો કરી તો આ શું મેં ગૂગલથી ડાઉનલોડ કર્યા છે

¤¤¤

સંતા- ઓયે, માછલી ખાવી છે?

બંતા- ના યાર એમાં કાંટા હોય છે.

સંતા- શું વાંધો છે, ચપ્પલ પહેરીને ખાઈ લેજે!

¤¤¤

શું થશે ટિનિયો પચાસ પૈસાનો સિક્કો ગળી ગયો છે!

તો ગળવા દે ને આજકાલ પચાસ પૈસામાં આવે શું છે?

¤¤¤

પપ્પા - ચિંટૂ કેમ રડી રહ્યો છે? મને કહે હું તારા મિત્ર જેવો છું.

ચિંટૂ- શું કહું હું મારી આઈટ્મને મળ્વા જઈ રહ્યો હતો તો તમારી આઈટ્મે મને બહુ માર્યો.

¤¤¤

ટીચર- ઈલેકટ્રીસિટી શુ છે?

ગોલુ- ઈલેકટ્રીસિટી એક લૂજ કેરેકટર છે સરકારનું. જે કયાં પણ કયારે પણ હલી જાય છે વગર બતાવીને, એમ તો રાતે પણ!

¤¤¤

એક છોકરીનાં લગ્ન એક વહેમી માણસ સાથે થઈ ગયાં!

એ આફિસ ગયો ત્યાંથી ફોન કર્યો  પત્નીને - તું કયાં છે?

પત્ની- ઘરે.

પતિ- મિક્સર ચલાવી બતાવ.

પત્ની મિક્સર ચાલુ કરે છે. ગર્ર્ર્ર.

બીજા દીવસે પણ ફોન કર્યો - ક્યાં છે?

પત્ની – ઘરે.

પતિ- મિક્સર ચલાવી બતાવ.

પત્ની – ગર્ર્ર્ર.

ત્રીજે દીવસે એ સીધો ઘરે જ પહોંચી ગયો.

નોકરાણી ઘરમાં હતી.

પતિ - માલકિન કયાં છે?

એ તો તમે આફિસ ગયા ત્યારે જ મિક્સર લઈને નીકળી ગઈ છે.

¤¤¤

કાલે મેં રાકેટ છોડયું તો એ સીધું જ સૂરજથી જઈને અથડાયું!

પછી શું થયું?

પછી શું માર પડ્યો!

કોણે માર્યો?

સૂરજની મમ્મીએ!

¤¤¤

ઈજાગ્રસ્ત સંતા ડાક્ટર પાસે ગયો.

સારવાર કરીને ડાક્ટરે કહ્યું કાર કોણ ચલાવતું હતું?

એક છોકરી.

તમે જોઈ લીધું કે એક છોકરી ચલાવે છે તો તમે રોડથી એક તરફ કેમ ના ગયા?

અરે...... કેવો રોડ! કયો રોડ! હું તો ગાર્ડનમાં પડયો હતો.

¤¤¤

સંતા- યાર મને એવો ઉપાય બોલ જેથી હું 100 વર્ષ જીવી શકું.

બંતા- તો એવું કર તુ દીવસમાં ચાર વખત જમ્યા કર અને ત્રણ-ચાર લગ્ન કરી લે.

સંતા- આથી હું 100 વર્ષ જીવી શકું?

બંતા ના એવું કરવાથી તું 100 વર્ષ જેવો દેખાશે. અને પોતે મરવાની કામના કરશે

¤¤¤

સંતા ઘરે પહોંચ્યા તો નોકરે કહ્યું - થોડીવાર પહેલાં તમારા પાકા મિત્રનો ફોન આવ્યો હતો.

સંતા- તને કેમ ખબર પડી કે મારા પાકા મિત્ર હતા?

સંતા- એણે કહ્યું એ કમિનો આવે તો કહેજે મને ફોન કરે.

¤¤¤

ટીચર - વિશ્વમાં કેટલા દેશ છે?

પપ્પૂ- એક ભારત દેશ.

ટીચર- તો અમેરિકા, ફ્રાંસ, નેપાલ, ચીન, પકિસ્તાન આ શું છે?

પપ્પૂ- આ તો બધા વિદેશ છે ને!

¤¤¤

ડાક્ટર- આજે હું તમને એવી દવા આપીશ કે તમે ફરીથી યુવાન થઈ જશો.

ડોસો- ના ના એવું ના કરજો આવું કરશો તો મારું પેંશન બંધ થઈ જશે.

¤¤¤

સંતા- તારા બાપુ બહુ પૈસાવાળા છે?

બંતા- એમના દરેક દાંત સોનાના છે?

સંતા- તો એ રાતે માથું તિજોરીમાં રાખીને સૂતા હશે

¤¤¤

પત્ની 20 વર્ષ પછી પતિને- અપણે લગ્ન પહેલાં કેમ એકબીજાને મળવા માટે ઉત્સુક રહેતાં હતાં?

હવે જવા દે શું ફાયદો જૂની ભૂલોને યાદ કરવાનો! જૂની ભૂલો યાદ કરવાથી મન દુખે છે.

¤¤¤

છોકરો - કાલે હું તારા ઘરે ગયો હતો. મને લાગે છે હવે

મારા લગ્ન તારી સાથે નહીં થાય.

છોકરી- કેમ? પપ્પાને મળ્યો હતો?

છોકરો - નહીં તારી બહેનને મળ્યો હતો.

¤¤¤

મારવાડીની પત્ની - મને લાગે છે આપણી છોકરીનો કોઈની સાથે એફ્રેર ચાલે છે.

પતિ- તને એવું કેમ લાગ્યું.

પત્ની- એ આજકાલ આપણી પાસેથી પાકેટ મની નથી માંગતી.

પતિ- હે ભગવાન આનો મતલબ છોકરો મારવાડી નથી.

¤¤¤

એક માણસે પૂરા પરિવારનો વીમો કરાવ્યો.

એક દિવસ ઘરમાં આગ લાગી ગઈ.

વીમા કંપની આવી અને શોધ કરી કહેવા લાગી, અમારી પોલીસી બહુ સારી છે અમારી વીમા કંપની તમને નવું મકાન આપશે.

પતિ- તો સાહેબ મારી પત્નીનો વીમો આજે જ ખત્મ કરી દો.

¤¤¤

ટીચર: કહો, પેલી હીન્દી સાઈલેંટ મૂવી કઈ?

ચિંટૂ- સવાલ ખોટો છે.

કેમ?

ચિંટૂ- ફિલ્મ સાઈલેંટ હતી તો કેમ ખબર પડી કે હીન્દી છે કે ઇંગ્લિશ?

¤¤¤

જ્યારે તમે ઘણા દુ:ખી હો તો તમારી લગ્નની વિડિયો પલટીને જોઈલો. મજા આવશે.

પત્ની તમારી આંગળીમાંથી વીટી કાઢશે ને કારમાં બેસીને પીયર ચાલી જશે.

¤¤¤

અંગ્રેજીના ટીચર - પપ્પુ A beutiful girl Go on the road તમે એને હિંદી અને પંજાબીમાં શું કહેશો?

હીંદી- ક્યા માલ જા રહા હૈ!

પંજાબી- ઓયે પટાકા!

¤¤¤

ટીચર - તમે એવાં માણસને શું કહેશો જે કાંઈ સાંભળી ના શકે?

છોકરો- તમે એને કાંઈ પણ કહી શકો છો એ સાંભળી શકતો નથી.

¤¤¤

એક સરદારને એરટેલમાં જોબ મળી.

એક કસ્ટમરનો ફોન આવ્યોઃ મારી એરટેલની સિમ બ્લોક થઈ ગઈ છે શું કરું?

સરદાર -નો આઈડિયા પણ ટેક આઈડિયા

¤¤¤

જાનેમન આ દિલમાં આવી જા.

છોકરી- સેંડલ કાઢું?

નારે ગાંડી છે શું? આ કોઈ મંદિર નથી એમ જ આવી જા.

¤¤¤

ટીટી- કહાં જાના હૈ?

સાધુ- જ્યાં રામનો જન્મ થયો હતો.

ટીટી- ટીકીટ છે?

સાધુ - નહીં

ટીટી - ચાલો.

સાધુ- કયાં?

ટીટી- જ્યાં કૃષ્ણનો જન્મ થયો હતો ત્યાં જેલમાં.

¤¤¤

સંતા રિકશામાંથી વ્હીલ કાઢવામાં બીઝી હતા.

બંતા- કેમ રિક્શામાંથી વ્હીલ કાઢે છે?

સંતા- તેં જોયું નહીં લખ્યું છેઃ ટુવ્હીલર પાર્કિંગ ઓનલી

¤¤¤

વાણિયાંના છોકરો -પપ્પા મને દૂરનું નથી દેખાતું મને ચશ્માં બનાવી દો.

કંજૂસ વાણિયો એને બહાર લઈ ગયો અને સૂર્ય બતાવીને પૂછ્યું બોલ શું છે?

સૂરજ

કંજૂસ વાણિયોઃ ગાંડો છે કે શું? હવે આનાથી કેટલે દૂર તારે જોવું છે?

¤¤¤

શર્ટ માટે સારું કાપડ બતાવો.

સેલ્સમેન -પ્લેનમાં બતાઉં

સરદાર- પ્લેન સુધી જવાની શું જરૂર છે ઈયાં જ બતાવી દે.

¤¤¤

એક સરદાર રોડ પરથી પસાર થયો. એણે કઈક જોઈને રોડ પરથી ઉપાડયું અને જોરથી બૂમ પાડી કમીને પોટી પણ એવી રીતે કરો છો જેમ સમોસા હોય.

¤¤¤

એક છોકરી મેચ જોવા ગઈ.

અને હોઠ પર ઈંડિયાના તિરંગાના રંગ લગાવ્યા હતા.

પત્નીઃ તમારી રવિવારવાળી ઘોડીનો ફોન આવ્યો હતો.

¤¤¤

એક છોકરો છોકરીને પટાવતાં પોતાની ખાસિયત ગણાવે છે.

બોયફ્રેન્ડઃ અમીરમાં અમીર માણસ પણ મારા પિતાજી પાસે વાટકી લઈને ઊભા રહે છે.

ગર્લફ્રેન્ડઃ અરે વાહ, તો તો તારા પિતા બહુ અમીર હશે.

બોયફ્રેન્ડઃ ના રે ના. એ તો પાણીપુરી વેચે છે.

¤¤¤

એક મહિલા દુકાને ગઈ.

મહિલાઃ ભાઈ સાહેબ, એક સસ્તો સાબુ આપો જે ગાલ પર ઘસો તો ગાલ ગુલાબી થઈ જાય.

દુકાનદાર (નોકરને): રામુ, આ બહેનને ઈંટનો ટુકડો આપજે ને.

¤¤¤

ત્રણ લોકો સ્વર્ગના દરવાજા પાસે ઊભા હતા પુજારી, ડૉક્ટર અને ટીચર.

ભગવાનઃ સ્વર્ગમાં એક જ જગ્યા ખાલી છે. તો બોલો તમને સ્વર્ગમાં એ જગ્યા શા માટે મળે એના માટે કારણ જણાવો.

પુજારીઃ મેં જીવનભર તમારી સેવા કરી છે.

ડોક્ટરઃ મેં જીવનભર લોકોની સેવા કરી છે.

ટીચરઃ હું તો એક શિક્ષક છું, મેં છોકરાઓને ભણાવવાની સાથે સાથે વસ્તીગણતરી, ચૂંટણી, સેમિનાર, પરીક્ષાઓ, પલ્સ પોલિયોની ડ્યુટી કરી, સ્પોર્ટ્સ ઈવેન્ટ, બોર્ડ એક્ઝામમાં સુપરવાઈઝર, સ્કુલના પેપર ચેક, પશુગણતરી, રાશન કાર્ડ, વોટર કાર્ડ, આધાર કાર્ડ, જાતિ પ્રમાણ પત્ર, વિદ્યાર્થીઓની શિષ્યવૃતિ, માસિક પરિક્ષામાં.

ભગવાનઃ બસ કર પગલે, અબ રૂલાયેગા ક્યા? અંદર આવી

જા.

¤¤¤

હૃતિકઃ કહે દોના, કહે દોના You're my Soniya!

કરિનાઃ કહે દિયા કહે દિયા You're my Soniya!

સોનિયા ગાંધીઃ આ શું બકવાસ છે?

¤¤¤

મંગલુએ એક ચેક જમા કર્યો જેના પર '@@@' સિગ્નેચર હતા.

બેંક મેનેજરઃ આ વિચિત્ર સિગ્નેચર કોના છે?

મંગલુઃ આ સાઈન મારી દાદીના છે.

બેંક મેનેજરઃ શું નામ છે તારી દાદીનુ?

મંગલુઃ જલેબી બાઈ.

¤¤¤

એક મહિલા દૂધવાળાનેઃ ભાઈ એક લિટર દૂધ આપજો ને દુધવાળોઃ કયું દૂધ આપુ 40, 45 કે 50 વાળું?

મહિલાઃ એમાં શું ફરક છે?

દૂધવાળોઃ ફરક તો કંઈ નથી, પણ 50 વાળું લેશો તો તમારા મનને શાંતિ થશે કે આમાં પાણી ઓછું હશે.

¤¤¤

બંતાઃ તે હજુ સુધી દુનિયાનો નકશો કેમ ખરીદ્યો નથી?

સંતાઃ તું જ કહે છે કે દુનિયા ઝડપથી બદલાઈ રહી છે. મેં વિચાર્યું કે જ્યારે તે સ્થિર થઈ જશે ત્યારે નકશો ખરીદી લઈશ.

¤¤¤

સંતા સુકા તળાવમાં નાવ ચલાવી રહ્યો હતો. તેને જોઈને તેનો મિત્ર બંતાએ ચિલ્લાઈને કહ્યું, 'અરે બેવકુફ સુકા તળાવમાં નાવ ચાલે ક્યાંય? મોટો મુર્ખ છે તું. મને તરતાં નથી આવડતું નહીં

તો હમણાં જ ત્યાં આવીને તારી પીટાઈ કરી નાંખત’

¤¤¤

પત્ની પ્રાર્થના કરવા બેઠી, અચાનક જ પ્રાર્થના પુરી કર્યા વિના ઉભી થઈ ગઈ.

પતિઃ અરે શું થયુ? ભગવાન પાસે કંઈ માંગ્યુ કેમ નહીં?

પત્નીઃ માંગવાની જ હતી કે તમારી તમામ મુશ્કેલીઓ ભગવાન ખતમ કરી દે. પછી વિચાર્યું ક્યાંક હું જ ખતમ ન થઈ જાઉં.

¤¤¤

પતિ-પત્ની રાતના બેડરૂમમાં શાંતિથી સૂતાં હતાં. એકબીજા વચ્ચે કોઈ વાત થતી ન હતી.

પત્નીના મનની ચિંતાઃ 1. આ મારી સાથે કેમ વાત નહીં કરી રહ્યા હોય? 2. શું હવે હું પહેલા જેવી સુંદર નથી રહી? 3. મારું વજન તો વધી ગયુ નથી ને? 4. ક્યાંક મારા ચહેરાની કરચલી તરફ તો તેમનું ધ્યાન ગયું નહીં હોય ને? 5. ક્યાંક તેમના જીવનમાં બીજી કોઈ તો આવી નહીં ગઈ હોય ને? 6. ક્યાંક તે મારી રોજ રોજની કચ-કચથી કંટાળી તો નહીં ગયા હોય ને?

પતિના મનની ચિંતા. ચાર IPLમાં કઈ ટીમ પર પૈસા લગાવું?

¤¤¤

એક બાપા હોસ્પિટલમાં આખરી શ્વાસ લઈ રહ્યા હતા. તેનું પરિવાર અને એક નર્સ તેની પથારી પાસે ઊભાં હતાં.

બાપા મોટા દિકરાનેઃ બેટા તું મારા બોપલવાળા 15 બંગલા લઈ લે. દિકરીનેઃ તું શિવરંજનીવાળા 14 બંગલા લઈ લે. નાના દિકરાનેઃ તું સૌથી નાનો છે અને હું તને બહુ પ્રેમ કરૂ છું એટલે તને હું રતનપોળની 20 દુકાનો આપું છું. છેલ્લે પત્નીને કહ્યુઃ મારા ગયા પછી તારે કોઈ પાસે હાથ ફેલાવવા ન પડે એટલે સેટેલાઈટના 12 ફ્લેટ તું તારી પાસે રાખી લે.

બાજુમાં નર્સ ઊભી હતી. તે સાંભળી રહી હતી. તે ખુબ

પ્રભાવિત થઈ. તેણે બાપાની પત્નીને કહ્યું, તમે બહુ નસીબદાર છો. તમને આટલા અમીર પતિ મળ્યા છે જે આટલી બધી મિલકત તમને આપીને જઈ રહ્યા છે.

પત્નીઃ કોણ અમીર? કેવી મિલકત? અરે તેનો દૂધ વેચવાનો ધંધો છે, અમે તેઓ જવાબદારી વહેચીને જઈ રહ્યા છે, સવારે-સવારે દૂધ પહોચાડવાની.

¤¤¤

સંતાઃ એકવાર કાચબા અને કાનખજુરા વચ્ચે રેસ થઈ, આ વખતે પણ કાચબો જ જીતી ગયો.

બંતાઃ કેવી રીતે?

સંતા કાનખજુરાને 100 પગ હતા તેમાં જુતા પહેરતા જ તેને એટલો ટાઈમ લાગી ગયો કે ત્યાં સુધીમાં કાચબાએ રેસ પૂરી કરી લીધી હતી.

¤¤¤

એકવાર અમેરિકન રાષ્ટ્રપતિ બરાક ઓબામા પોતાની કાર જાતે જ ડ્રાઈવ કરી રહ્યા હતા અને ડ્રાઈવર પાછળ બેઠો હતો. તેમણે ભૂલથી રેડ લાઈટ પાર કરી લીધી. ટ્રાફિક પોલીસે તેની કાર રોકી અને કારમાં ડોકિયું કરી પોતાના અધિકારીને ફોન કર્યોઃ હેલ્લો સર લાઈટજમ્પ કેસ છે પણ બહુ મોટો માણસ છે. ચલાન ફાડું કે નહીં?

અધિકારીઃ તપાસ કરો એ કોણ છે?

પોલીસઃ સર, એ તો ખબર નથી, પણ તેણે ઓબામાજીને ડ્રાઈવર તરીકે રાખેલા છે.

¤¤¤

મંગલુઃ ડૉક્ટર સાહેબ મારી પત્નીનો અવાજ ખરેખર ચાલ્યો ગયો છે કે તે નાટક કરી રહી છે?

ડોક્ટરઃ થોડીવાર સુધી કોઈ નર્સ પાસે જઈને બેસી રહો અને તેની સાથે વાતો કરો. જાતે જ ખબર પડી જશે.

¤¤¤

બોયફ્રેન્ડઃ જો કોઈ માણસ પોતાના ઘરના પોલ્ટ્રીફાર્મમાંથી લઈને ચિકન ખાય છે તો તે વેજિટેરીયન છે.

ગર્લફ્રેન્ડઃ એ કેવી રીતે? બોયફ્રેન્ડઃ ઘર કી મુર્ગી દાલ બરાબર.

¤¤¤

ડોક્ટરઃ શું લખી રહ્યો છો?

પાગલઃ ચિઠ્ઠી.

ડોક્ટરઃ કોને?

પાગલઃ મને પોતાને.

ડોક્ટરઃ સારું તેમાં શું લખ્યું છે?

પાગલઃ અરે એ ચિઠ્ઠી મને હજુ મળી જ નથી. જ્યારે મળશે ત્યારે તમને ચોક્કસ કહીશ કે તેમાં શું લખ્યુ છે.

¤¤¤

બોસે પોતાની કેબિન બહાર પોસ્ટર લગાવ્યુ હતું "હું બોસ છુ, એ ભૂલવું નહીં. બધાએ લિમિટમાં રહેવું."

થોડીવાર પછી રિસેપ્શનીસ્ટ કેબિનમાં આવી. રિસેપ્શનીસ્ટઃ સર હમણા તમારી પત્નીનો ફોન આવ્યો હતો.

બોસઃ શું કહ્યું? તેણીએ?

રિસેપ્શનીસ્ટઃ તેણીએ કહ્યું છે કે તેને અત્યારે જ તેનું પોસ્ટર ઘરે પાછું જોઈએ છે.

¤¤¤

1.સુર્ય ગ્રહણ- આ ગ્રહણ 3 ક્લાકમાં છુટી જાય છે. 2.ચંદ્ર ગ્રહણ-આ 2-3 ક્લાકમાં પીછો છોડી દે છે. 3.પાણી ગ્રહણ-આ એવું ગ્રહણ છે, જે એકવાર લાગ્યા પછી જીવનભર પીછો છોડતું નથી.

¤¤¤

પત્ની (ગુસ્સામાં): હું ઘર છોડીને જઈ રહી છું.

પતિઃ ઠીક છે, હું ગુરૂજી પાસે જઈ રહ્યો છું.

પત્ની (મુસ્કુરાતાં)ઃ શું? મને પાછી મેળવવા માટે પ્રાર્થના કરવા?

પતિઃ ના ના કહેવા જઈ રહ્યો છું કે તમારી કૃપા વરસવા લાગી છે.

¤¤¤

છોકરીઃ બધા છોકરા એક જેવા હોય છે.

છોકરોઃ હા, કારણ કે અમે છોકરીઓની જેમ મેકઅપ નથી કરતા.

¤¤¤

સંતા અને બંતા પિતા અને પુત્ર છે.

સંતાઃ પાપા તમે એન્જિનિયર કેવી રીતે બન્યા?

બંતાઃ બેટા, તેના માટે બહુ જ મગજની જરૂર પડે છે.

સંતાઃ હા ખબર છે, એટલે જ મને એ નથી સમજાતું કે તમે એન્જિનિયર બન્યા કેવી રીતે?

¤¤¤

સ્કૂલમાં હાજરી લેતા સમયે ટીચરનું ધ્યાન ખેંચાયુ છોકરીનું નામ હતુ 'પરિધિ વ્યાસ.'

ટીચરઃ ખુબ સર જ્યોમેટ્રીક નામ છે. અચ્છા તારા પપ્પાનું નામ શું છે?

છોકરીઃ આધાર ચંદ્ર વ્યાસ.

ટીચરઃ મમ્મીનું નામ?

છોકરીઃ ત્રિજ્યા વ્યાસ.

ટીચરઃ ભાઈનું નામ?

છોકરીઃ કર્ણ વ્યાસ.

ટીચરઃ તો તો ઘરમાં રેખા અને બિંદુ પણ ચોક્કસ હશે જ.

છોકરીઃ જી, એ બન્ને મારાં ફઈ છે.

¤¤¤

ઈન્ટરવ્યુ લેનારે પૂછ્યું, તારું નામ શું છે?

ઈન્ટરવ્યુ આપનારઃ વિજય દિનાનાથ ચૌહાણ.

ઈન્ટરવ્યુ લેનારઃ પણ તમે ફોર્મમાં તો પોતાનું નામ જીતેન્દ્ર શાહ લખ્યુ છે.

ઈન્ટરવ્યુ આપનારઃ તો પછી પુછો છો શા માટે?

¤¤¤

માનનીય પીઆઈ સાહેબ, વિષયઃ દારૂ વેચનારને ત્યાં રેડ ન પાડવા બાબત આવેદન સાહેબ શ્રી, નિવેદન છે કે અમે બધા દારૂના નિયમિત ઉપભોક્તા છીએ. હાલના સમયમાં બુટલેગરોને ત્યાં પોલીસના દરોડા વધી જતાં દારૂના ભાવ વધી ગયા છે. જેથી અમારી આર્થિક સ્થિતિ ડામાડોળ થવા લાગી છે. નિયમિત દારૂ ન પી શકવાથી અમારા જીવનમાં માનસિક અને શારીરિક ક્રિયાઓમાં અસુવિધાઓ થઈ રહી છે, જેના કારણે આજકાલ ઓફિસના કામ પર પ્રભાવ પડી રહ્યો છે.

રેડને કારણે જ્યાંથી પણ મળે છે તે બહુ મોંઘો મળે છે. જેથી ખર્ચ વધી જવાથી પરિવારના ભરણ-પોષણની પરેશાની આવી રહી છે. દારૂ ન મળવાથી સામાજિક પરિણામો પણ જોવા મળી રહ્યાં છે. પીને ટલ્લી થઈ અંગ્રેજી ભાષાનો વપરાશ થતો. દારૂ ન મળવાથી અંગ્રેજી બોલનાર ઘટી ગયા છે. સાથે જ દારૂ પીને લગ્નોમાં નાચનારાઓની કમી આવી ગઈ છે. ખાસ કરીને નાગીન ડાન્સ તો જોવા જ નથી મળતો.

આથી આપ સાહેબને નમ્ર નિવેદન છે કે રેડ પાડવાનું ઓછું કરો જેથી અમારા જેવા ઉપભોક્તાઓને રાહત મળે. આશા છે કે તમે અમારા નિવેદનનો અવશ્ય સ્વીકાર કરશો અને પછી અમારી પિયક્કડ પાર્ટીમાં મહેમાન તરીકે આવશો તો તમને પણ દેશી-વિદેશીનો ટેસ્ટ કરાવીશું. સંતાસિંગ અને સમસ્ત સમ્માનીય પિયક્કડ ગ્રુપ.

¤¤¤

છગન (વેઈટરને): એક કોફી કેટલાની છે?

વેઈટરઃ સર, 50 રૂપિયાની.

છગનઃ પરંતુ સામેવાળી દુકાન પર તો એક રૂપિયાની લખી છે.

વેઈટરઃ અરે ધ્યાનથી વાંચો, કોફી નહીં કોપી લખ્યું છે. ઝેરોક્ષની દુકાન છે તે.

¤¤¤

પિતાઃ બેટા એક જમાનો હતો જ્યારે હું 10 રૂપિયા લઈને બજાર જતો અને કરિયાણુ, શાકભાજી, દૂધ બધું જ લઈ આવતો.

દિકરોઃ પિતાજી હવે જમાનો બદલાઈ ગયો છે. આજકાલ દરેક દુકાન ઉપર સીસીટીવી કેમેરા લાગેલા છે.

¤¤¤

બાબાઃ ભક્ત તારે શું જોઈએ?

સંતાઃ બાબા, એક નોકરી, પૈસાથી ભરેલો રૂમ, શાંતિની ઉંઘ અને ગરમીથી રાહત.

હવે જુઓ બાબાનો ચમત્કાર. સંતા બની ગયો એટીએમનો ચોકીદાર.

¤¤¤

સુરેશ લગ્ન માટે ગામડાની છોકરી જોવા ગયો સુરેશઃ ક્યાં સુધી અભ્યાસ કર્યો છે?

સુનીતાઃ 12 ધોરણ સુધી.

સુરેશઃ આગળ કેમ અભ્યાસ ન કર્યો?

સુનીતાઃ ગામમાં કોલેજ ન હતી એટલે આગળ અભ્યાસ ન થઈ શક્યો.

સુરેશઃ રોટલી બનાવી લઈશ ને?

સુનીતાઃ હા.

સુરેશઃ શાક બનાવતા આવડે છે?

સુનીતાઃ હા.

સુરેશઃ બીજી કઈ કઈ રસોઈ બનાવતા આવડે છે?

સુનીતાઃ દાળ, ભાત, શાક, રોટલી.

સુરેશઃ કોળાનું શાક બનાવતાં આવડે છે?

સુનીતાઃ હા.

સુરેશઃ કેવું બનાવે છે સુકું કે રસાવાળું?

સુનીતાઃ તું મને જોવા આવ્યો છે કે કામવાળીને શોધવા. જ્યારથી આવ્યો છે ત્યારથી આ બનાવતાં આવડે છે ને તે બનાવતાં આવડે છે? ચલ નીકળ હવે. આવ્યો બહુ મોટો કોળાનું શાક ખાવાવાળો.

¤¤¤

પાંચમા ધોરણનો વિદ્યાર્થી પોતાના મિત્રનેઃ યાર કેટલું મુશ્કેલ હોય છે સ્કુલ ટીચરને પ્રેમ કરવાનું.

મિત્રઃ કેમ?

વિદ્યાર્થીઃ અરે યાર લવલેટર મોકલ્યો હતો. તેણે હોમવર્ક સમજીને ચેક કરીને પાછો આપી દીધો.

¤¤¤

ટીચરઃ જણાવો કે સમુદ્રમાં લીંબુનું ઝાડ હોય તો તમે લીંબુ તોડશો કેવી રીતે?

મોનુઃ સર પક્ષી બનીને.

ટીચરઃ ગધેડા તું માણસને પક્ષી બનાવીશ?

મોનુઃ સર તો શું સમુદ્રમાં ઝાડ તમે ઉગાડવા જશો?

¤¤¤

ઓસ્ટ્રેલિયા-ન્યુઝીલેન્ડએ વર્લ્ડ કપ હોસ્ટ કર્યો અને હવે તે જ ફાઈનલ રમશે. અરે ભાઈ આવું જ કરવું હતું તો અમને શું લેવા બોલાવ્યા હતા?

શિખર ધવનનો કેચ ઓસ્ટ્રેલિયાવાળા પકડી જ કેમ શકે? અરે ભાઈ કોઈ પોતાના જીજાજીને થોડા આઉટ કરે!

રૈના કરતાં તો વધુ કન્સીસ્ટન્ટ તો જૂનું સ્કુટર હોય છે 10 વાર ચલાવવાની ટ્રાય કરો તો બે વાર તો ચાલી જ જાય.

¤¤¤

બે વંદા આઈસીયુમાં એકબીજાની બાજુમાં એડમીટ હતા. પહેલોઃ કોણે માર્યો, હિટ કે ચપ્પલ?

બીજોઃ અરે ભાઈ કોઈએ નહી. છોકરીઓ મને જોઈને એટલી જોરથી ચિલ્લાઈ કે હાર્ટએટેક આવી ગયો.

¤¤¤

સંતાની પત્નીએ તેના ગાલ પર થપ્પડ મારી મચ્છર મારી નાંખ્યું.

સંતા (ગુસ્સામાં)- કેમ માર્યું?

પત્નીઃ હું હોઉંને બીજુ કોઈ તમારું લોહી પીએ, મારાથી એ સહન ન થાય.

¤¤¤

પતિ-પત્નીના ઝગડામાં પત્ની કંઈક વધારે પડતું જ બોલી ગઈ. પતિએ પોતાનો અધિકાર જમાવતા કહ્યું- હું કહું છું તારા શબ્દો પાછા લઈ લે.

પત્નીઃ નહીં લઉં.

પતિ ગુસ્સે થઈનેઃ છેલ્લી વાર કહું છું તારા શબ્દો પાછા લઈ લે, હું તને પાંચ મિનિટનો સમય આપુ છું.

પત્ની શાંતિથીઃ અને પાંચ મિનીટમાં શબ્દો પાછા નહીં લઉં તો ?

પતિઃ સારું, તો તારે કેટલો સમય જોઈએ છે?

¤¤¤

ક્રિકેટની મોસમમાં ભારતમાંથી એક પણ આત્મા યમલોક આવતો નથી બિચારા યમરાજ ઉદાસ થઈને પોતાનું માથું ધુણાવે છે કારણ કે પ્રાણ હરવા ગયેલા યમદુતોમાંથી કેટલાક ટીવી જોવા બેસી જાય છે કેટલાક કોમેન્ટ્રી સાંભળવામાં તલ્લીન થઈ જાય છે.

¤¤¤

બાલકૃષ્ણ જેવો કિચનમાં ઘુસ્યો કે યશોદામૈયાએ અમ્પાયરની માફક આંગળી ઉઠાવી પૂછ્યું બોલ કાના બોલ તે જરૂર માખણ ખાધું છે, મોઢું ખોલ જેવું કાનાએ મોં ખોલ્યુ કે માતા યશોદા આશ્ચર્યચકિત પુરા બ્રહ્માંડની જગ્યાએ ક્રિકેટનો લાલ બોલ ઘુમી રહ્યો હતો આ અનુપમ દ્રશ્ય જોઈને યશોદામા કેવી રીતે રહી શકે કાનાનું માથું ચુમતાં બોલી-'મારા સચિન!'

¤¤¤

ભૂખ-ગરીબી-બેકારી મોંઘવારી-આતંકવાદ જેવા આપણા અનેક રાષ્ટ્રીય ગમ છે આ બધા વચ્ચે મુસ્કુરાતા, તાલી ઠોકતા ટીવી પર મેચ જોતા આપણે બધા. આપણે શું કોઈ મેન ઓફ ધ મેચથી કમ છીએ?

¤¤¤

પત્ની પતિને ગાઢ ઉંઘમાંથી ઉઠાડતાં, નસકોરાં બોલાવવાનાં બંધ કરો.

પતિઃ ડાર્લિંગ હું ક્યારેય નસકોરાં બોલાવતો નથી. આ તો હું સપનામાં મારી જાતને મોટર સાઈકલ સમજવા લાગું છું.

¤¤¤

રમેશઃ મારે ત્યાં નાનો ભાઈ જન્મ્યો.

સુરેશઃ અરે બાપ રે. તારે તો પહેલેથી જ 19 ભાઈ છે ને!

રમેશઃ હા.

સુરેશઃ તો પછી એનું નામ શું રાખ્યુ?

રમેશઃ બે દિવસ માટે તેનું નામ ચિન્ટુ રાખ્યું હતું. બે દિવસ પછી મમ્મી પપ્પાને યાદ આવ્યુ કે 19માંથી એક છોકરાનું નામ પહેલાથી જ ચિન્ટુ છે.

¤¤¤

પુરુષ ભલે ને ગમે તેટલો મોટો અર્થશાસ્ત્રી કેમ ન હોય. પત્નીના ખર્ચાને કંટ્રોલ કરવા માટે તેના બજેટની કોઈ ફોર્મ્યુલા કામ

નથી આવતી.

¤¤¤

પ્રેમિકા (રિસાઈને): મને આટલી પરેશાન ન કર. નહીં તો લગ્ન બાદ હું ગણી-ગણીને બદલો લઈશ.

પ્રેમીઃ મતલબ તારાં પણ લગ્ન નક્કી થઈ ગયાં છે?

¤¤¤

મારવાડી દુકાનદાર સાથે ગુજ્જુ બાળક ચંદુની વાત.

ચંદુ: કાકા તમારી પાસે ગોરા થવાની ક્રિમ છે?

દુકાનદાર: હા છે ને બેટા, આપું?

ચંદુ: મારે નથી જોઈતી, તમે લગાવવાનું રાખોને.... રોજ તમને જોઈને હું ડરી જઉં છું.

¤¤¤

વહુની વિદાય બાદ ઘરે અવીને સાસુએ સુફિયાણી સલાહ આપી. આજથી મને તારી માતા જ માની મમ્મી કહેજે અને તારા સસરાને પપ્પા જ કહેજે.

સાંજે પતિ ઘરે આવતાં જ પત્ની બોલી: "મમ્મી, ભાઈ આવી ગયા."

¤¤¤

ત્રણ ભાઈબંધો ભેગા થઈને દારૂ પી રહ્યા હતા.

પહેલો મિત્ર: ભાઈ આ વખત તો બુલેટ લઈને લદાખ જઈએ.

બીજો મિત્ર: હા ભાઈ, પાક્કું.

ત્રીજો મિત્ર: પણ યાર, આપણી પાસે તો સાઈકલ જ છે, બુલેટ લાવવું ક્યાંથી?

પહેલો મિત્ર: નાલાયક મને ખબર જ હતી કે તું દારૂ પીતો જ નથી, ખાલી નમકીન જ ખાય છે ક્યારનો.

¤¤¤

સામાન્ય રીતે માણસ ઘરેથી નીકળતાં ભગવાનનું નામ લે છે પણ પરણેલો પુરુષ બિચારો, ઘરમાં પ્રવેશતાં પહેલાં ભગવાનનું નામ લે છે.

¤¤¤

એકવાર કનુ-મનુ બેઠા હતા ત્યાં એક અંગ્રેજ આવ્યો. અંગ્રેજે પૂછ્યું: Where is the railway station?

હવે આ કનુ-મનુને ક્યાંથી ખબર પડે અંગ્રેજીમાં?

અંગ્રેજ તેમના હાવભાવ જોઈ સમજી ગયો કે, આમને અંગ્રેજી નથી આવડતું. એટલે તેણે ફ્રેન્ચમાં પૂછ્યું, તો પણા જવાબ ના મળતાં, ચાઈનિઝમાં પૂછ્યું, તો પણ જવાબ ના મળ્યો એટલે છેવટે જર્મનમાં પૂછ્યું તો પણ જવાબ ના મળ્યો. છેવટે કંટાળીને અંગ્રેજ ત્યાંથી જતો રહ્યો.

કનુ: તને નથી લાગતું મનુડા કે આપણે થોડી-ઘણી વિદેશી ભાષા પણ શીખવી જોઈએ?

મનુ: શું તું પણ કનિયા, આ ભૂરિયાને ચાર-ચાર ભાષાઓ આવડતી હતી, તો પણ શું ઉખાડી લીધું?

¤¤¤

સિંધી: યાર મારી પત્ની બહું ખર્ચા કરાવે છે, જ્યારે જુઓ ત્યારે 2-5 હજાર માંગતી જ ફરતી હોય છે.

ચંદુ: પણ યાર ભાભી આટલા રૂપિયાનું કરે છે શું?

સિંધી: શું ખબર યાર, એ તો હવે એકવાર આપું ત્યારે ખબર પડે.

¤¤¤

ભગો બ્લડ બેન્કમાં ગયો.

ભગો: સિસ્ટર, એક લિટર બ્લડ મળશે?

સિસ્ટર: કયા ગૃપનું જોઈએ છે?

ભગો: કોઈપણ ગૃપનું ચાલશે, સિસ્ટર.

સિસ્ટર: એમ તે થોડું ચાલતું હશે કઈં?

ભગો: અરે તમે હોય તો આપો ને સિસ્ટર, મારે તો લવ લેટર લખવા જ જોઈએ છે.

¤¤¤

ગર્લફ્રેન્ડ: મારે બર્ગર ખાવું છે. બોયફ્રેન્ડ બર્ગર લઈને આવે છે.

ગર્લફ્રેન્ડ: થેન્ક્યૂ ડાર્લિંગ.

બોયફ્રેન્ડ: એમ કઈં ખાલી થન્ક્યૂથી નહીં ચાલે હોં.

ગર્લફ્રેન્ડ (શરમાતાં-શરમાતાં): અચ્છા, તો કિસ જોઈએ છે?

બોયફ્રેન્ડ (ગુસ્સામાં): વાયડી ના થા, અડધું બર્ગર આપ મને.

¤¤¤

અરેન્જ મેરેજ એટલે: તમે ચાલતા હોય અને અચાનક નાગ બટકું ભરે.

લવ મેરેજ એટલે: કોબ્રાને શોધીને તેની સામે ડાન્સ કરીને સામેથી કહીએ, આવ ભર બટકું મને.

¤¤¤

પતિઓની આદત ગજનીના અમિર ખાન જેવી હોય છે. પત્નીની બધી જ વાતો સાંભળે, સમજે અને પછી 15 મિનિટમાં ભૂલી પણ જાય છે.

¤¤¤

પત્ની: એવી કોઈ બે વાતો કહો, જેમાંથી એકથી હું ખુશ થઈ જઉં અને એકથી ગુસ્સે થઈ જઉં.

પતિ: 1. તું મારી જિંદગી છે. અને 2. ધિક્કાર છે મને આ જિંદગી પર.

¤¤¤

મેચ પછી પાકિસ્તાનમાં:

પિતા: બેટા શું ફોડ્યું?

પુત્ર: અબ્બુ ટીવી ફોડ્યું?

પિતા: નાલાયક, પરદાદા બોમ્બ બનાવતા, દાદા RDX બનાવતા, હું ત્રણ સિરિયલ બ્લાસ્ટ કરી આવ્યો અને તેં ટીવી ફોડી આખા ખાનદાનનું નામ ડુબાડ્યું?

¤¤¤

સુરેશ: ગયા અઠવાડિયે મારો અને મારી ગર્લફ્રેન્ડનો ઝગડો થઈ ગયો.

મહેશ: પછી?

સુરેશ: એણે મને ચિડવવા માટે એના નવા બોયફ્રેન્ડ સાથે ફોટો પડાવી મોકલ્યો.

મહેશ: આ તો જરાય સારું ના કહેવાય યાર.

સુરેશ: હું પણ ગુજરાતી ભાયડો છું બકા, મેં એ ફોટો એના બાપાને મોકલાવી દીધો.

¤¤¤

લગ્નના બીજા દિવસે પત્ની: આમ સવાર-સવારમાં મારા મોં પર પાણી શું કામ છાંટો છો?

પતિ: તારા બાપાએ વિદાય વેળાએ કીધું હતું કે, જો જો જમાઈ, મારી દીકરી ફૂલ જેવી છે 'સૂકાઈ' ના જાય. એટલે.

¤¤¤

સુશીલા તેની નોકરાણીને: કેમ અલી ત્રણ દિવસ સુધી આવી નહીં અને પાછી જાણ પણ નો'તી કરી?

નોકરાણી: શું મેડમ તમે પણ. મેં ફેસબુક પર સ્ટેટસ તો અપડેટ કર્યું તું કે, 'Going to ગામડે for thress days' સાહેબે નીચે કમેન્ટ પણ કરી હતી, 'Missing you ગુલાબો.'

¤¤¤

છગન પેપર વાંચી રહ્યો હતો ત્યાં મગન આવ્યો.

મગન: અલ્યા તું રોજ તારું રાશીફળ વાંચવાની જગ્યાએ ભાભીનું રાશીફળ કેમ વાંચે છે?

છગનઃ યાર તું નહીં સમજે, એનું રાશીફળ વાંચીને જ તો મને ખબર પડે છે કે, મારો આજનો દિવસ કેવો જશે.

¤¤¤

છોકરીના ગાલ પર ગુલાબ મારવાથી.

અંગ્રેજી છોકરીઃ યુ આર સો નોટી ડાર્લિંગ.

ઉર્દુ છોકરીઃ ઐસા નહીં કરો જાનુ.

પંજાબી છોકરીઃ તુસ્સી વડે રોમેન્ટિક હો.

ગુજરાતી છોકરીઃ આ શું ધંધા માંડ્યા છે ડોબા, જો, આંખમાં વાગ્યું મને.

¤¤¤

છગન (મગન હલવાઈને): કેટલા વર્ષથી જલેબી બનાવે છે દોસ્ત.

મગનઃ છેલ્લા 30 વર્ષથી હું તો અહીં જલેબી બનાવું છું સાહેબ.

છગનઃ તો તો બહુ શરમજનક બાબત કહેવાય. આટલા વર્ષોથી જલેબી બનાવતો હોવા છતાં, હજી સીધી બનતી જ નથી તારાથી!

¤¤¤

છગન દારૂ પીને ગાડી ચલાવી રહ્યો હતો ત્યાં એક પોલીસવાળાને જ ઠોકી મારી, અને છગનના ફૂટેલાં નસિબ, કે પોલીસવાળો મરી ગયો. પણ છગનની હિંમતને દાદ દેવી પડે હોં બોસ. 100 નંબર પર ફોન કરી છગને કહ્યુંઃ "હવે 99 બચ્યા છે."

¤¤¤

પત્નીઃ આજ તો ઘર કઈંક બહુ ચોખ્ખું-ચોખું લાગે છે ને કઈંક, તમારું વોટ્સએપ બંધ છે કે શું?

પતિઃ અરે નારે, મારા મોબાઈલનું ચાર્જર ખોવાઈ ગયું છે, તે શોધવામાં ને શોધવામાં સફાઈ થઈ ગઈ.

¤¤¤

ભગા પટેલ પહોંચ્યા માનસિક રોગોના ડૉક્ટર પાસે.

ડૉક્ટર: બોલો ભગાભાઈ, શું તકલીફ છે?

ભગો: મને તો કઈં તકલીફ નથી, 'હું તો બાદશાહ અકબર છું' બાદશાહને ભલી કોઈ સમસ્યા નડે? - તકલીફ તો અમારી બેગમ જોધાબાઈને છે.

ડૉક્ટર: શું સમસ્યા છે બેગમને? ભગો: પોતાની જાતને મિસેઝ પટેલ સમજે છે.

¤¤¤

ચમનના ઘરેથી જોર-જોરથી હસવાનો અવાજ આવી રહ્યો હતો.

મગન: તારા ઘરનું વાતાવરણ તો બહુ ખુશહાલ લાગે છે ને ભાઈ કઈં.

ચમન: એમાં એવું છે ને કે, મારી પત્ની મને છૂટ્ટાં વેલણ અને ચમચા મારે છે. નિશાન બરાબર લાગે તો એ હસે અને ના લાગે તો હું હસું.

¤¤¤

ટીચર: ચાલ સોનુ દિવાલ પર નિબંધ કહે જો.

સોનું: મેડમ દિવાલ તો એક જ હતી અને જે અત્યારે ઈન્ડિયન ક્રિકેટ ટીમના મોં પર થૂંકીને જતી રહી છે, "રાહુલ દ્રવિડ"

¤¤¤

અમિત શાહ: મોદી સાહેબે પેટ્રોલના ભાવ 13 રૂપિયા ઘટાડીને 2010માં હતા એટલા કરી દીધા છે.

રાહુલ ગાંધી: લો જુઓ ભાઈઓ, મોદીજી દેશને આગળ નહીં, પાછળ લઈ જઈ રહ્યા છે આ તો.

¤¤¤

છગન: અરે યાર મગના, તારો દીકરો તો અદ્દલ તારા જેવો

જ દેખાય છે હોં.

મગન: એ ભાઈ, ચૂપ થા તું, માર ખવડાવવાનો ઈરાદો છે કે શું?

"કામવાળીનો છોકરો છે આ તો..."

¤¤¤

ગગો: એન્જિનિયરિંગના સ્ટુડન્સને જોઈને જ ઓળખી જવા હોય તો શું કરવું ખબર છે?

ભગો: જેને દિલ તૂટવા કરતાં પણ વધુ દુ:ખ દારૂની બોટલ ફૂટવાનું થાય, તે 100 % એન્જિનિયરિંગનો સ્ટુડન્ટ કહેવાય.

¤¤¤

ગગો: બોલ ભગા, એક મસાલા ઢોસાને પોતાનું સૌથી વધુ અપમાન થયું હોય તેવું ક્યારે લાગી આવે?

ભગો: મસાલા ઢોસાને વળી અપમાન કેવી રીતે લાગે યાર?

ગગો: જ્યારે કોઈ ફાઈવ સ્ટાર રેસ્ટોરેન્ટમાં કોઈ મસાલા ઢોસાને દેશી શાક રોટલીની જેમ ખાવાનું શરૂ કરી દે.

¤¤¤

એક હાથીએ જરા રોમેટિંક મૂડમાં રસ્તે જતી કીડીની જરા છેડતી કરી લીધી ને કીડીનું તો છટક્યું ભાઈ. એ ઊપડી સીધી હાથણી પાસે.

"જરા કાબુમાં રાખજે તારા 'ચાલુ' વરને, બાકી, તુંયે બહાર તો નીકળે છે અને અમારા વર પણ કંઈ રાજા હરિશ્ચંન્દ્ર નથી."

¤¤¤

આરોગ્ય વિભાગ ક્ષેત્રે નોબલ પારિતોષિત મેળવનાર ડૉ. સુરેશ પોતાના દેશમાં સેવા આપવા આવે છે પણ દિલ્હીના રેલ્વે સ્ટેશન પર એક બોર્ડ જોઈ બેભાન થઈ જાય છે. "માત્ર 21 દિવસમાં ડૉક્ટર બનવાનું પુસ્તક" અહીં મળે છે.

¤¤¤

પત્ની: રાત્રે મારી સામે મોં કરીને સૂતા હો તો? તમે ઊંધા ફરીને સૂઈ જાવ પછી મને રાત્રે બીક લાગે છે.

પતિ: પણ ડાર્લિંગ, તારી સામે મોં રાખીને સૂઉં તો મને બીક લાગે છે એનું શું?

¤¤¤

સુરેશ: માજી જામફળ શું ભાવ આપ્યાં?

શાકવાળાં માજી: બેટા, તું તારા ચશ્મા ઘરે ભૂલીને આવ્યો છે કે શું?

સુરેશ: હા માજી, પણ તમને કેવી રીતે ખબર પડી?

માજી: એ તો બેટા એમ છે ને કે, તું લીંબુની લારી પર જામફળનો ભાવ પૂછી રહ્યો છે એટલે.

¤¤¤

પિંકી (પતિ સુરેશને): 500 લોકો માટે શિકંજી બનાવવી હોય તો?

સુરેશ: લે એમાં શું, સાવ સહેલું છે એ તો.

પિંકી: કેવી રીતે? સુરેશ: પાણીમાં બે ઢાંકણ TIDE મિક્સ કરી દો, કારણકે TIDEમાં હજારો લીંબુની તાકાત હોય છે.

¤¤¤

શાંતા: યાર ઘરે એકલાં હોઈએ એટલે મને તો બહુ કંટાળો આવે છે.

કાંતા: અરે એનો પણ ઉપાય છે મારી પાસે.

શાંતા: શું?

કાંતા: ઘરમાં jk all putti કરાવી દે, અમારા ટીવીમાં આવે છે. "દિવાલો પણ બોલી ઉઠશે" પછી કરજે ને તું તારે દિવાલો સાથે વાતો.

¤¤¤

કાંતિ: યાર આ ગાયકો અને ગજલકારો સાવ જુઠ્ઠા હોય છે.

મારું તો મગજ ભમાઈ નાખ્યું.

શાંતિ: કેમ શું થયું?

કાંતિ: શું યાર એ લોકો આખો દિવસ ગાયા કરે છે, "જિંદગી ચાર દિન કી" મને આખી રાત એ જ વિચાર આવ્યા કર્યો કે, જિંદગી ચાર દિવસની હોય તો મેં ઈન્ટરનેટ પેકેજ 30 દિવસનું શું કામ કરાવ્યું?

¤¤¤

છનિયો: મમ્મી હું વાળ કપાવા જઉં છું. મમ્મી: હા વાંધો નહીં, પણ કાપેલા વાળ પાછો લેતો આવજે સાથે.

છનિયો: કેમ?

મમ્મી: વાસણ ઘસવા કામ લાગે ને!

¤¤¤

એક ગધેડો, ગધેડી મંદિર આગળ ઘાસ ચરી રહ્યાં હતાં. મંદિરમાં આવતાં-જતાં બધાં જ ગાયને હાથ લગાવી નમન કરીને જ ત્યાંથી પસાર થતાં હતાં. આ જોઈ ગધેડી બોલી: બધાં ગાયને જ કેમ હાથ લગાવી નમન કરે છે? મારી સામે તો કોઈ જોતુંયે નથી.

ગધેડો: મેડમ, તમારી પાસે હું છું, કોઈની મજાલ છે, તારી સામે નજર ઊંચી કરીને જુએ?

¤¤¤

છગન: ઠંડીમાં કોઈએ આપણુ સૌથી વધુ અપમાન કર્યું હોય તેવું ક્યારે લાગે?

મગન: ઠંડીમાં થર-થર ધ્રૂજતા હોઈએ, તાપણા સામેથી હલવાનું મન ના થતું હોય અને પાડોશી આવીને પૂછે, "નાહવા-ધોવાનું થઈ ગયું કે નહીં?"

¤¤¤

ગણીતનું ટ્યૂશન ચાલતું હતું ત્યાં એક રજપૂત દિકરાને ધ્રૂજતો જોઈ ટીચરે પૂછ્યું: શું થયું છે તને?

રજપૂત દિકરો: સર, મને તાવ ચડી ગયો છે. ટીચર: કોઈ

દવા લીધી?

રજપૂત દિકરોઃ સર, ઘેર જઈને બે પેગ બ્રાન્ડી  પી લઈશ એટલે તાવ ગાયબ.

ટીચરઃ બ્રાન્ડીથી તાવ જાય?

રજપુત દીકરોઃ એમાં તો અમારાં આખે-આખાં રાજપાટ જતાં રહ્યાં, પછી તાવ તો શું ચીજ છે!

¤¤¤

ચિંન્ટુએ નળમાંથી નીકળતું પાણી જોઈ તેના પપ્પાને પૂછ્યું: ચિંન્ટુ: પપ્પા આ પાણી ક્યાંથી આવે છે?

પપ્પા: બેટા નદીમાંથી.

ચિંન્ટુ: તો ચાલો પપ્પા, આપણે નદી જોવા જઈએ. ચિન્ટુના પપ્પા તેને નદી જોવા લઈ જાય છે તો, ત્યાં જઈને ચિન્ટુ તેના પપ્પાને નદીમાં ધક્કો મારી દે છે. પછી, ફટાફટ ઘરે આવીને મમ્મીને કહે છે: મમ્મી નળ ચાલુ કર, હમણાં એમાંથી પપ્પા આવશે.

¤¤¤

ભિખારી: દાદી એક રોટલી આપો ને, બહુ ભૂખ લાગી છે.

દાદી: હજી બની નથી, એક કામ કર, થોડીવાર પછી આવ.

ભિખારી: દાદી આ મારો મોબાઈલ નંબર છે, બની જાય એટલે મિસકોલ કરી દેજોને.

ભિખારી ROKS દાદી SHOCKS. ઓ ભાઈ, એક મિનિટ રાહ તો જુઓ, પિક્ચર હજી બાકી છે.

દાદી: અરે, મિસકોલ મારવાની પણ શું જરૂર છે. થોડીવાર પછી whatsapp પર રોટલી અપલોડ કરી દઈશ, તું તારે ડાઉનલોડ કરીને ખાઈ લેજે ને! હવે... દાદી ROCKS ભિખારી SHOCKS

¤¤¤

નસિબ કોઈનાં પણ ગમે ત્યારે ઊઘડી જતાં હોય છે.  ચમન ગળું ખરાબ થતાં રાત્રે ત્રણ વાગે ડૉક્ટરના ઘરે ગયો. દુખાવાના કારણે ચમન સરખું બોલી શકતો નહોંતો.

ચમન (એકદમ ધીરેથી): ડૉક્ટર સાહેબ ઘરે છે?

ડૉક્ટરનાં પત્ની (તેના કરતાં પણ ધીરેથી): ના, નથી, આવી જાઓ અંદર.

¤¤¤

ઓફિસ જોક્સ: રમિલા: આજ તો બોસ પાસેથી રજા લેવી જ છે, કામ કરવાનો જરા પણ મૂડ નથી.

સુરેશ: મગજ તો ઠેકાણે છે ને? ખબર છે ને કે, આપણા બોસ પાસેથી રજા લેવી એ કોઈ, ભાજી-મૂળા ખાવા જેવી સહેલી બાબત નથી!

રમિલા: તું જોતો જા, હું શું કરું છું. થોડી વારમાં બોસ આવતાં રમિલા ઊંધી લટકી ગઈ.

બોસ: આમ ઊંધી કેમ લટકી છે, કામ નથી કરવાનું?

રમિલા: હું બલ્બ છું, આ જ તો મારું કામ છે.

બોસ: લાગે છે વધારે પડતું કામ કરીને તારું મગજ બેર મારી ગયું છે, જા ઘરે જઈને એકાદ દિવસ આરામ કરી લે.

રમિલા ઘરે જવા લાગી ત્યાં સુરેશ પણ તેની પાછળ-પાછળ જવા લાગ્યો.

બોસ: તું ક્યાં જાય છે?

સુરેશ: સાહેબ બલ્બ જ નહીં હોય તો, હું અંધારામાં કામ કઈ રીતે કરીશ?

¤¤¤

ચંદુ: યાર કનુ આ પત્નીઓનું શું કરવું એ જ નથી સમજાતું.

કનુ: કેમ શું થયું?

ચંદુ: યાર હું મારા સસરા સામે ફરિયાદ કરતો હતો તો, એ તો બહુ ઈમોશનલ થઈ ગયા અને મને કહેઃ જમાઈરાજ, તમે જે બ્લાઉઝપીસ લઈ ગયા છો, તેઓ આખો તાકો મારી પાસે છે, કાપડ કેવું હશે અને કેટલું ચડશે એ મારાથી વધું કોને ખબર હોય? તમે તો મને કહીને મન પણ હળવું કરી શકો છો પણ, હું કોને કહેવા જઉં? હું

તો જે મીલમાંથી તાકો લાવ્યો હતો એ કંપની જ ફડચામાં જતી રહી. સંસાર છે, ચાલ્યા કરે, વેઠાય એટલું વેઠવાનું બાકી મને કહીને મન હળવું કરી જવાનું!

¤¤¤

સુરેશ: એક વાત કહે યાર, સૌથી સુંદર છોકરીઓ ક્યાં જોવા મળે?

મહેશ: એમાં તો છે ને યાર એક ટ્રેજેડી છે.

સુરેશ: એટલે?

મહેશ: આખો દિવસ એકલા ફરીવળીએ તો પણ કોઈ ના મળે ને સાંજે પત્ની સાથે ગાર્ડમાં જઈએ તો એવી જ સુંદર છોકરીઓ દેખાવા લાગે.

¤¤¤

સોનુ: તને ખબર છે, પત્નીને સમજાવવી કેટલી અઘરી છે? . . મોનુ: એટલે.

સોનુ: તને નહીં સમજાય ભાઈ, તું હજી કુવારો છે. પત્નીને સમજાવવી એટલે, 2Gમાં 32 જીબીનો વીડિયો ડાઉનલોડ કરવા બેસવું અને 31.5 જીબી ડાઉનલોડ થાય ત્યાં ERROR આવવી.

¤¤¤

લગ્ન પહેલાં: જીને લગા હું, પહેલે સે જ્યાદા. પહેલેસે જ્યાદા, તુમ પે મરને લગા હું.

લગ્ન પછી: પીને લગા હું, પહેલે સે જ્યાદા. પહેલે સે જ્યાદા તુમ સે ડરને લગા હું.

¤¤¤

ગજોધર: ખબર છે સાહેબ, ભારતીય સિનેમામાં ઈમેલનો ઉપયોગ સૌથી પહેલાં કોણે કર્યો હતો?

કાશીરામ: એ કોણે?

ગજોધર: સાવ સહેલું છે યાર, શમ્મી કપૂરે. એ જ તો સૌથી પહેલાં બોલ્યો તો YAHOO.

¤¤¤

ચંદુ જોર-જોરથી રડી રહ્યો હતો.

કનુઃ કેમ આટલું બધુ રડે છે લ્યા?

ચંદુઃ મારી મરઘી મરી ગઈ.

કનુઃ ચૂપ મર હવે, આટલું તો હું મારો બાપ મર્યો ત્યારે પણ નહોંતો રડ્યો.

ચંદુઃ તારો બાપ ઈંડાં થોડાં આપતો હતો કે તું આટલું રડે!

¤¤¤

પત્ની સાથે ઝગડો થાય ત્યારે. એમ જ મન થાય છે કે, સાલુ સ્યુસાઈડ કરી લઉં. પણ પછી એમ જ વિચારીને રોકાઈ જાઉં છું કે, દેશમાં હવે મારા જેવા ભડવીર બચ્ચા જ છે કેટલા!

¤¤¤

ટ્રેન ફૂલ સ્પીડે ચાલી રહી હતી ત્યાં ટીસી આવ્યો. ગંગામાની ટીકિટ જોઈ બોલ્યો, માજી તમારી ટીકિટ તો ધીમી ગાડીની છે, તમે ફાસ્ટ ટ્રેનમાં કેમ બેઠાં? દંડ ભરવો પડશે હવે, ગંગામાઃ લે એમાં મારો શો વાંક રોયા. જા ને તારા ડ્રાઈવરને કહે ને કે ગાડી ધીમી ચલાવે.

¤¤¤

ત્રણ દારૂડિયાઓએ રસ્તે જતી ટેક્સી રોકી અને અંદર બેસી ગયા, પછી કહે ચાલ હવે. ટેક્સી ડ્રાઈવરે ગાડી ચાલુ કરી અને બંધ કરી દીધી.

પહેલો દારૂડિયોઃ લો, આપણે તો પહોંચી પણ ગયા અને તેણે પૈસા પણ આપી દીધા.

બીજો દારૂડિયોઃ આભાર હોં ભાઈ. ત્રીજા દારૂડિયાએ ડ્રાઈવરને એક ઝોરથી લાફો મારી દીધો અને બોલ્યોઃ થોડી ધીમી ચલાવાય ને, આમ તો મરાવી નાખત અમને.

¤¤¤

કનુઃ આ છોકરીઓ સાલી સાવ જુઠ્ઠી હોય છે.

મનું: કેમ શું થયું પાછું તમારે?

કનું: મારી ગર્લફ્રેન્ડ પિન્કી મને કહેતી હતી કે તને મારા જેવી બીજી નહીં મળે. પણ ફેસબુક પર સર્ચ કર્યું તો એના નામની બીજી 1222 નીકળી.

¤¤¤

ગગો: ક્યારેય કોઈ સાઉથ ઈન્ડિયન છોકરો તેની ગર્લફ્રેન્ડના નામનું ટેટૂ કેમ નથી ચિતરાવતો હોતો?

ભગો: એ ખબર નથી હો, તને ખબર છે?

ગગો: એમાં શું, સાવ સહેલું છે. એક તો લાંબુ લચક નામ કોતરાવાનું દુ:ખ સહન કરવાનું અને તેમાં પણ જો નાનકડી પણ ભૂલ થઈ જાય તો તો આવી જ બને ને!

¤¤¤

એકવાર એક મચ્છર છગનને દિવસે કરડવા આવ્યો.

છગન: અલ્યા, તું તો રાત્રે કરડવા અવતો હોય છે, આજ દિવસે કેમ આવ્યો?

મચ્છર: શું કરું સાહેબ, ઓવર ટાઈમ કરવો પડે છે. ઘરમાં મા બિમાર છે અને જુવાન બહેન છે. છોકરાવાળાઓએ દહેજમાં એક લીટર લોહી માંગ્યું છે.

¤¤¤

ચંદુની પત્ની દેખાવે બહુ કાળી હતી. એક દિવસ પીળી સાડી પહેરીને આવી અને ચંદુને પૂછ્યું: "હું કેવી લાગું છું?"

ચંદુ (એકદમ રોમેન્ટિક મૂડમાં): કોલસાની ખાણમાં જાણે આગ લાગી.

¤¤¤

રેલ્વે ટીસી: બાબા ક્યાં જવાનું છે?

સાધુબાબા: જ્યાં શ્રીરામનો જન્મ થયો હતો. રેલ્વે ટીસી: ટીકિટ છે?

સાધુબાબા: ના, નથી. ટીસી: તો ચાલો મારી સાથે.

સાધુબાબા: ક્યાં?

ટીસી: જ્યાં ભગવાન કૃષ્ણનો જન્મ થયો હતો ત્યાં.

¤¤¤

એક બાળકને તેની મમ્મીએ મસ્તી કરતો હતો એટલે બરાબરનો માર્યો હતો, પછી સાંજે બાળકે તેના પપ્પાને પૂછ્યું: પપ્પા તમે ક્યારેય નર્કમાં ગયા છો?

પપ્પા: ના બેટા.

બાળક: તો પછી આટલી ખતરનાક આઈટમ લાવ્યા ક્યાંથી?

¤¤¤

ચંદુના ઘરે નવજોત સિંહ સિદ્ધુની તસવીર લગાવેલી હતી.

મનુ: આ તસવીર કેમ લટકાવી છે?

ચંદુ: લેવા તો લાફિંગ બુદ્ધા ગયો હતો પણ દુકાનદારે કહ્યું આ લેતા જાઓ, લેટેસ્ટ છે.

¤¤¤

ટ્રેનમાં વોર્નિંગ લખેલી હતીઃ "ટીકિટ વગર યાત્રા કરનાર યાત્રીઓ હોશિયાર.

ભગો: ‘‘વાહ ભાઈ વાહ, અને અમે ટીકિટ લીધી છે તો અમે બુડથલ?

¤¤¤

પત્ની (પતિને): એ જી, મને 50 રૂપિયા આપોને.

પતિ (ગુસ્સામાં): રૂપિયા કરતાં તો તારે અક્કલની વધારે જરૂર છે.

પત્ની: પણ મેં પણ તમારી પાસે એ જ માંગ્યું છે, જે તમારી પાસે પણ હોય.

¤¤¤

ટીચર (એક મારવાડી સ્ટૂડન્ટને): ચાલ, એક કબીરનો દોહો

સંભળાવ જો.

સ્ટૂડન્ટઃ કબીરો સાલો બાવરો, દોહા દિયો બનાયે, ખુદ તો સાલો ખિસક ગયો, મન્ને દિયો ફસાએ.

¤¤¤

સોનુઃ પપ્પા મને નવું પીપુડું લઈ આપો ને.

પપ્પાઃ ના હો, પછી તું બધાંનાં માથાં ખાઈ જાય છે.

સોનુંઃ ના પપ્પા, તમે ચિંતા ના કરો, બધાં સૂઈ જશે પછી જ વગાડીશ હું.

¤¤¤

ચંદુઃ દારૂનું પણ કેવું કહેવાય નહીં?

કનુઃ કેમ તને શું થયું દારૂ સાથે?

ચંદુઃ પૈસાવાળાઓ દારૂ પીએ તો કહે આલ્કોહોલ લીધો, પાર્ટી કરી અને આપડા જેવા પીએ તો લોકો એને બેવડો કહે.

¤¤¤

85 વર્ષના બાપુ હોસ્પિટલ ગયા અને ડૉક્ટરને મળ્યા. થોડાક દિવસ બાદ ડોક્ટરેએ જ બાપુને એક નાજૂક નમણી છોકરી સાથે જોયા. આ જોઈને ડૉક્ટરને આશ્ચર્ય થયું. તેમણે એ બાપુને હોસ્પિટલ બોલાવ્યા. ડૉક્ટરઃ શું વાત છે બાપુ તમારી તબિયત તો સુધારા પર લાગે છે.

બાપુઃ હા, તમે જે કહ્યું ને તેવું જ કર્યું.

ડૉક્ટર મુંઝાણાઃ મેં શું કહ્યું હતું?

બાપુઃ એક નાજૂક નમણી છોકરી સાથે ફરો અને ચીયરફુલ રહો.

ડૉક્ટર- અરે બાપરે, બાપુ મેં એમ કહ્યું હતું કે તમારુ હૃદય નાજૂક છે, કેરફુલ રહેજો.

¤¤¤

મગનને તેના સસરા ચપ્પલે-ચપ્પલે મારી રહ્યા હતા.

છગન: કાકા પણ મગનને કેમ મારો છો આટલો બધો?

સસરા: મારું નહીં તો શું કરું આ બુડથલને. મેં એને હોસ્પિટલમાંથી વોટ્સએપ કર્યો કે, અભિનંદન, તમે પપ્પા બની ગયા તો આ બુદ્ધિના બારદાને 50 લોકોને આ જ મેસેજ ફોરવર્ડ કરી દીધો.

¤¤¤

ચમન-મગન બે બાળગોઠિયા વર્ષો બાદ મળ્યા.

ચમન: વાહ યાર મગનિયા, તું તો બહુ આગળ વધી ગયો લાગે છે. કેટલાં છોકરાં છે?

મગન: બસ ભગવાનની કૃપાથી ચાર દીકરા છે.

ચમન: શું કરે છે તારા દિકરાઓ?

મગન: પહેલો MBA છે, બીજો MCA છે, ત્રીજો M.Tech. છે અને ચોથો ચોર છે.

ચમન: તો પછી ચોરને ઘરમાંથી કાઢી કેમ નથી મૂકતો, આબરૂ કાઢે છે તારી.

મગન: એક કેવી રીતે કાઢું યાર, એક એ જ તો આખા ઘરનું પૂરું કરે છે, બાકીના બધા તો બેકાર છે.

¤¤¤

હવાલદાર: તારી પાસે તો, હેલ્મેટ, લાઈસન્સ કઈં જ નથી, ચાલ 50 રૂપિયા કાઢ.

અમદાવાદી: ખબર છે તમને સત્યમેવ જયતે ફરીવાર પણ ચાલુ થવાનું છે?

હવાલદાર: સારુ તો 500 કાઢ, ચલાન કાપવું પડશે.

અમદાવાદી: અરે સાહેબ હું તો મજાક કરતો હતો, હું તો ખાલી મ્યૂઝીક ચેનલ જ જોઉં છું.

¤¤¤

ડૉક્ટર કાઠિયાવાડી બાપુને: તમારી કિડની તો ફેલ થઈ ગઈ છે.

બાપુ પહેલાં તો બહુ રડ્યા, પછી ડૉક્ટરને પૂછ્યું, "કેટલા માર્ક્સથી?"

¤¤¤

કનુ: બોલ મનુડા, પચવામાં સૌથી ભારે ખોરાક કયો?

મનુ: ઘી?

કનું: ના રે.

મનુ: તો?

કનુ: ગોળ-ધાણા.....

¤¤¤

શાંતા: અલી કાંતા, મારા વરનું એપેડિક્સનું ઓપરેશન કરાવવાનું છે. મેક્સ હોસ્પિટલ કેવી રહેશે?

કાંતા: સાવ બેકાર, તેની કેન્ટિનમાં તો ખાવાનું સાવ બેકાર મળે છે.

¤¤¤

બાપુ: ડૉક્ટર મને આજ-કાલ ગુસ્સો જ નથી આવતો, આમ તો મારી આબરૂં જાય છે. કોઈ એવી દવા આપો જેનાથી મને જબરજસ્ત ગુસ્સો આવી શકે.

ડૉક્ટર: આના માટે તમારે દવાની ક્યાં જરૂર છે બાપુ, બે લાફા જ કાફી છે.

¤¤¤

સોનુ-મોનુ એક જ ક્લાસમાં ભણતા હતા. એકવાર ટીચરે બધાને પોતપોતાનું આખું નામ લખવા જણાવ્યું તો બંન્ને ભાઈઓએ પિતાનું નામ અલગ-અલગ લખ્યું.

ટીચર: સોનું-મોનું તમે બંન્ને તો સગા ભાઈઓ છો તો, પિતાનાં નામ અલગ-અલગ કેમ લખ્યાં?

સોનુ-મોનુ: એ તો છે ને ટીચર, પછી તમે એમ ના કહો ને કે અમે બેએ એકબીજામાંથી કોપી કરી એટલે.

¤¤¤

જેઠાલાલ: અલ્યા ટપુડા, આજ તારી મમ્મી કહેતી તી કે, તે એની સાથે ઊંચા અવાજે વાત કરી, કેમ?

ટપુ: કેમ પપ્પા, તમે નથી કરી શકતા, એટલે તમને મારી ઈર્ષા આવે છે?

¤¤¤

કાંતા: તેના પતિને જોર-જોરથી મારી રહી હતી.

બાજુવાળી શાંતા: કેમ બેન, અમારા ભાઈને આમ કૂટી નાખવા માંડ્યાં છો?

કાંતા: એ તો, ડૉક્ટરે જ કહ્યું છે કે, તમારા ભાઈને રોજ કૂટી-કૂટીને દવા આપવાની.

¤¤¤

કનુ: યાર ચંદુડા, આ અરૂણ જેટલી મોટી-મોટી ફેંક-ફેંક કરે છે કે આ અર્થવ્યવસ્થાને તેની કથળી ગયેલી પરિસ્થિતિમાંથી બહાર કાઢવાનું કામ સહેલું નથી.

ચંદુ: તો એમાં તારે શું?

કનું: તું સમજતો નથી યાર, મને તો એમ લાગે છે કે, અત્યારના સમયમાં લોકો માટે રજાઈમાંથી નીકળવું સહેલું નથી.

¤¤¤

સુરેશ: ચાલ બકા આજ મારી જ્ઞાનવાણી સાંભળ.

મહેશ: ઓ હો. આજ સૂરજ કઈ બાજુથી ઊગ્યો? બોલો ત્યારે બાબા સુરેશજી.

સુરેશ: કોઈપણ વસ્તુ ક્યારેય નષ્ટ નથી થતી, બસ એક જગ્યાએથી બીજી જગ્યાએ શિફ્ટ થાય છે.

મહેશ: એટલે?

સુરેશ: એટલે જે અદનાન સામીનું જાડિયાપણું આકાશ અંબાણીમાં શિફ્ટ થઈ ગયું.

¤¤¤

બોયફ્રેન્ડ-ગર્લફ્રેન્ડ ફોન પર રોમેન્ટિક મૂડમાં વાતો કરી રહ્યાં હતાં.

છોકરો: હાઈ ડાર્લિંગ.

છોકરી: હલ્લો, સ્વિટહાર્ટ.

છોકરો: શું કરે છે ડાર્લિંગ?

છોકરી (જરા ઓવર એક્ટિંગમાં): બસ તારી રાહમાં રસ્તો માપુ છું અને સગડી પર દિલ શેકું છું.

છોકરો: અચ્છા, તો તો એક કામ કરજે, બરાબર શેકાઈ જાય એટલે ત્રણ પીસ દિલ મસાલો ભભરાવી મોકલી આપજે, ચટણી સાથે.

¤¤¤

ચમનને તાવ આવ્યો હતો એટલે એક દિવસ ઓફિસમાંથી રજા લઈ ઘરે આરામ કરવા રહી ગયો પણ વારંવાર ફોન વાગતો જ રહે અને ડિસ્ટર્બ થયા જ કરે. ત્યાં એને એક ધાસુ વિચાર આવ્યો. વોટ્સએપ પર મેસેજ મૂકી લીધો. "ભાઈ મારે 15,000ની તાત્કાલિક જરૂર છે...." આખો દિવસ વીતી ગયો, કોઈએ જરા પણ ડિસ્ટર્બ ના કર્યો. અને કોઈને સામેથી ફોન કર્યો, એમણે પણ સાલાઓએ ફોન ના ઉપાડ્યો.

¤¤¤

ચંપકદાદા જામફળ લેવા ગયા, ત્યાં જામફળની સુગંધથી તેમને ત્યાં જ ખાવાનું મન થઈ આવ્યું એટલે તેમણે જામફળવાળાને એક જામફળ કાપીને આપવા કહ્યું. તો એ જ જામફળમાંથી ઈયળ નીકળી.

ચંપકદાદા: અરે ભાઈ, આમાંથી તો ઈયળ નીકળી.

જામફળવાળો: એ તો ભાઈ નસિબ-નસિબની વાત છે, શું ખબર આવતી વખત બાઈક પણ નીકળી જાય!

¤¤¤

રમીલાઃ આજ તો હું નવી રેસિપી શીખી.

રસિલાઃ મને પણ શીખવાડ ને. હું આજ જ ટ્રાય કરીશ.

રમીલાઃ એક બાઉલમાં થોડી દ્રાક્ષ લો, પછી તેમાંથી એક મોંમાં મૂકો, હવે અરિસા સામે જુઓ. ડીશ તૈયાર છે. ડીશનું નામ છેઃ લંગૂર કે મૂંહ મે અંગૂર.

¤¤¤

કરસનકાકાઃ પરણેલા વધુ સફળ અને સેવાભાવી હોય કે કુંવારા?

મગનકાકાઃ એ તો ભાઈયું અને બાઈયું પર આધાર.

કરસનકાકાઃ એટલે?

મગનકાકાઃ અટલ બિહારી વાજપાઈ, અબ્દુલ કલામ અને નરેન્દ્ર મોદી જેવા કુંવારાઓએ એ સાબિત કર્યું કે પત્ની ના હોય તો માણસ કઈ ઊંચાઈઓ આંબી શકે.

કરસનકાકાઃ પણ બાઈયુનું શું?

મગનકાકાઃ હવે એ જ કહું છું. સોનિયા ગાંધી, જયલલિતા અને મમતા બેનર્જી જેવી બાઈયુંએ સાબિત કર્યું કે, પતિ ના હોય તો તેઓ દેશના 125 કરોડ લોકોને કેટલા હેરાન કરી શકે છે.

¤¤¤

એક મચ્છર માથે હાથ દઈને બેઠો હતો.

બીજો મચ્છરઃ કેમ ભાઈ, શું થયું? આટલા ટેન્શનમાં કેમ છે?

પહેલો મચ્છરઃ યાર આ તો બહુ અન્યાય કહેવાય.

બીજો મચ્છરઃ પણ થયું છે શું?

પહેલો મચ્છરઃ જો ઊંદરના પાંજરામાં ઊંદર હોય, સાબુદાનીમાં સાબુ હોય તો, મચ્છરદાનીમાં માણસ કેમ હોય છે?

¤¤¤

દરદીઃ ડૉક્ટર સાહેબ, સવારે ઊઠીને શ્વાસ લેવામાં બહુ તકલીફ પડે છે.

ડૉક્ટર: કેટલા વાગે ઊઠો છો સવારે?

દરદી: બરાબર આઠ વાગે.

ડૉક્ટર: વહેલા ઊઠવાનું રાખો થોડા. રામદેવના અનુયાયીઓ સવારે છ વાગે ઊઠીને શુદ્ધ ઓક્સિજન ખેંચી લે છે.

¤¤¤

એક ગાંડો ભેંસ પર બેસીને ગામમાં ફરવા નીકળ્યો હતો.... . . બીજો ગાંડો: તને પોલીસ પકડી જશે.... . . પહેલો ગાંડો: કેમ? . . બીજો ગાંડો: તેં હેલ્મેટ નથી પહેર્યું ને એટલે..... . . પહેલો ગાંડો: અરે ઓ ગાંડિયા, પહેલા નીચે જો તો ખરા, આ તો 4 વ્હીલર છે.

¤¤¤

પરીક્ષાનું પરિણામ આવતાં જ રમેશની ગર્લફ્રેન્ડ પિંકી જોર-જોરથી રડવા લાગી.

રમેશ: કેમ આટલું બધુ રડે છે બકા?

પિંકી: જોને, મારે કેટલા ઓછા ટકા આવ્યા?

રમેશ: કેટલા આવ્યા એ તો કહે? પાસ તો થઈ ગઈ છે ને?

પિંકી: પાસ તો થઈ ગઈ પણ 90 ટકા જ આવ્યા.

રમેશ: અરે ઓ અક્કલની ઓથમીર, નકામાં નાટક બંધ કર, આટલામાં તો અમારા જેવા 2 છોકરા પાસ થઈ જાય.

¤¤¤

લગ્નજીવનની ઝાકંઝાળથી કંટાળી છેવટે ચમનિયો ગામમાં આવેલા એક સાધુ પાસે જાય છે.

ચમન: બાબા, બે દિવસથી મારી પત્ની કઈં બોલતી જ નથી, ખબર નહીં શું થઈ ગયું છે.

બાબા: તો મારી પાસે શું કામ આવ્યો બેટા, ગિનિસ બુક ઓફ વર્લ્ડ રેકોર્ડવાળા પાસે જા, એનું નામ નોંધાવા.

¤¤¤

ગગો: આ છોકરી કઈ બલા કહેવાય યાર.

ભગો: પૂછ જ નહીં યાર છોકરીઓ વિશે તો યાર. એને લેવો હોય આઈ ફોન, મોડેલ જુએ સેમસંગ એસ 3, બધી ડિટેલ્સ વાંચે સોની ઈક્સપિરિયાની અને છેલ્લે ફ્રેન્ડને પૂછે, માઈક્રોમેક્સનો મોબાઈલ કેવો રહેશે?

¤¤¤

મગન: બોલ જોઉં, જલેબી સ્ત્રીલિંગ કહેવાય કે પુલિંગ?

છગન: સાવ સહેલું, સ્ત્રીલિંગ?

મગન: તો આપ સ્ત્રીલિંગ હોવાનાં બે કારણો ત્યારે.

છગન: હવે એનાં કોઈ કારણ ના હોય, મગજ ના બગાડ યાર.

મગન: છે કારણો યાર, જો સાંભળ. એક તો, તે બહુ મીઠી હોય છે અને બીજુ, ક્યારેય સીધી જ ના થઈ શકે.

¤¤¤

કરસનકાકા: PK જોયું ભગા?

ભગાકાકા: હા, જોયું ને, બહુ સારો સંદેશ આપે છે?

કરસનકાકા: શું ધૂળ સારો સંદેશો આપે છે? એમાં કહેવામાં આવ્યું છે કે એક લોટા દૂધની કિંમત 20 રૂપિયા છે એટલે એને શિવજીના મંદિરમાં વેસ્ટ કરવાની જગ્યાએ કોઈ ગરીબને આપવામાં આવે તો તેના પેટની આગ ઠરે. પણ આ લોજીક મુજબ તો લોકોએ સૌથી પહેલાં તો PK જ ના જોવું જોઈએ ને!

ભગાકાકા: હવે દૂધ અને PKને શું લેવા દેવા?

કરસનકાકા: PKની ટિકિટના 200 રૂપિયા બચી જાય તો તેમાંથી 10 લોટા દૂધ આવે અને 10 જણની પેટની આગ ના ઠરે?

¤¤¤

એકવાર શંભુ તેની સાસરીમાં બધાને મળવા ગયો. સાસુમાએ બહુ સ્વાગત કરી સોફા પર બેસવા કહ્યું પણ શંભુ જમીન પર બેસી ગયો.

સાસુ: ઘરમાં આટલા સરસ સોફા છે તો જમીન પર કેમ બેઠા છો જમાઈરાજ?

શંભુ: સોફા પર તો ગરીબ માણસો બેસે સાસુમા.

સાસુ: એટલે?

શંભુ: આ સોફા તો 25 હજારમાં મળી જાય પણ જમીનના એક પ્લોટની કિંમત 25 લાખ થાય.

¤¤¤

ચિંટુ: પપ્પા, હું જ્યારે બિઝનેસ કરીશ ત્યારે મોટા-મોટા માણસોના હાથમાં પણ વાટકા પકડાવી દઈશ.

પપ્પા: એ કેવી રીતે બેટા?

ચિંટુ: પાણીપુરી વેચીને.....

¤¤¤

વાઈબ્રંટ ગુજરાત ઈફેક્ટ: અમદાવાદી છોકરો: ક્યાંથી આવો છો તમે? ફોરેનર લેડી: હું તો કેમ્બ્રિજની છું, તમે ક્યાંના છો?

અમદાવાદી છોકરો: હું એલિસબ્રિજનો.

¤¤¤

સુનિતાના પતિનું મૃત્યુ થતાં તે વીમા કંપનીવાળા પસે વીમાનાં નાણાં લેવા ગઈ.

સુનિતા (મેનેજરને): સાહેબ, મારા પતિનું અકસ્માતમાં મૃત્યુ થયું છે, મને વીમાના પૈસા અપાવો ને.

મેનેજર: સાંભળીને બહુ દુ:ખ થયું મેડમ.

સુનિતા: તે થાય જ ને. બધા પુરૂષો સરખા જ હોય છે. ક્યાંય પણ સ્ત્રીઓને ચાર પૈસા મળવાના હોય એટલે સૌથી વધુ તકલીફ તેમને જ હોય છે.

¤¤¤

સુરેશ: સાલુ, આ પત્નીઓ પતિઓની જન્મજાત જ દુશ્મન હોય છે તો પણ બંન્નેનાં લગ્ન શું કામ થાય છે એ જ નથી સમજાતું.

મહેશ: બીજું બધું તો ઠીક પણ પત્નીઓ પતિઓની દુશ્મન કેવી રીતે થઈ યાર?

સુરેશ: તો શું યાર, ઉનાળામાં મસ્ત સોફામાં બેઠા-બેઠા ટીવી જોતા હોઈએ ત્યાં કચરો વાળવા પંખો બંધ કરે અને શિયાળામાં ઠંડીમાં ઠુંઠવાતા હોઈએ ત્યાં પોતું સૂકવવા પંખો ચાલું કરી દે. કયા જનમની દુશ્મની કાઢે છે એ જ નથી સમજાતું યાર.

¤¤¤

કાંતાને પતિની કબર પર પંખો કરતી જોઈ શાંતાએ પૂછ્યું: તમે તમારા પતિને ખૂબ પ્રેમ કરતા હતા એમ લાગે છે, હજી પણ તેનો ખ્યાલ રાખો છો?

કાંતા: એ તો બેન એમ છે ને કે, અમારામાં રિવાજ છે કે, પતિની કબર સૂકાય નહીં ત્યાં સુધી બીજાં લગ્ન નથી કરી શકાતાં.

¤¤¤

કોર્ટમાં છૂટાછેડાનો કેસ ચાલી રહ્યો હતો: જજે રમીલાને પૂછ્યુ: બહેન તમે તમારા પતિ તો બહુ સારા લાગે છે, તમારે છૂટાછેડા કેમ જોઈએ છે?

રમીલા બોલી: "જજ સાહેબ, મારા પતિ ગઈકાલે રાત્રે મોડા દારૂ પી ને આવ્યા હતા. તે આ્વ્યા પછી મેં તેમના બૂટ ઉતારીને, કપડાં બદલાવીને પ્રેમથી જમાડ્યા તેમને જ્યારે સૂવડાવવા લઈ ગઈ તો મને કહે કે 'લીલી તું મને કેટલો બધો પ્રેમ કરે છે.'

જજ બોલ્યા: બસ આટલી વાત માટે તમારે છુટાછેડા જોઈએ છે?

રમીલા બોલીઃ નહીં સાહેબ, તકલીફ તો એ છે કે મારું નામ લીલી નથી, રમીલા છે.

¤¤¤

રજાનો દિવસ હતો, પતિ ફેસબુક ખોલીને બેસી ગયા. તેમની એક મહિલા મિત્રે એને સેન્ડવિચનો એક ફોટો મોકલ્યો. પતિ મહાશયે કમેંટ કરી બહુ ટેસ્ટી નાશ્તો હતો.

પત્નીએ આ કમેંટ વાંચી લીધી અને પતિને નાશ્તો ના

આપ્યો. 4 કલાક ભૂખ્યા રાખ્યા પછી પત્નીએ પૂછયું: લંચ ઘર પર કરશો કે ફેસબુક પર?

¤¤¤

એક જુગારી જેલમાંથી છૂટ્યો, તેની પત્નીએ તેને કહ્યુ: જુઓ તમને મારા સોગંધ છે. આજથી તમે જુગાર રમવાનું છોડી દો.

પતિ: અરે તું આટલી કેમ ચિડાય છે. આ તો મોટા લોકોનો શોખ છે. તને ખબર છે ને દ્રોપદીનો પતિ યુધિષ્ઠિર પણ જુગાર રમ્યો હતો.

પત્ની: ઠીક છે હવે નહીં રોકુ. દ્રૌપદીના પાંચ હતા તો મારા બે થશે તો ચાલશે ને?

¤¤¤

જગો લગ્નની પહેલી રાતે રોમેન્ટિક મૂડમાં પત્ની સાથે બેઠો હતો. પત્નીનું મોંઢું જોઈને જગાએ પત્નીના હાથમાં પાંચસો રૂપિયા મુકતાં કહ્યું કે: આ મોઢું બતાવવાના.

પત્નીઃ આ તો તમે મારા પોતાના છો એટલે 500 થી ચલાવી લઉં છું, નહીંતર હું 2000 તો રૂપિયા લઉં જ છું.

¤¤¤

કનુ: આલ્યા તારી બૈરી કાલ રાત્રે તારા પર જોર-જોરથી બુમો કેમ પાડતી હતી? મારા ઘર સુધી અવાજ આવતો હતો.

મનુ: કઈં નહીં કનિયા, મેં એનો ફોટો ફેસબુકની જગ્યાએ OLX પર પોસ્ટ કરી દીધો હતો.

¤¤¤

દરદી: ઉંમર લાંબી થાય એવી કોઈ દવા આપો ને.

ડૉક્ટર: લગ્ન કરી લે ભાઈ.

દરદી: કેમ, લગ્નથી ઉંમર લાંબી થાય?

ડૉક્ટર: ના, પણ બે ફાયદા ચોક્કસથી થાય છે. ૧. લાંબી ઉંમર માટેની ઈચ્છા મરી જશે આપમેળે. ૨. વધેલું જીવન પણ લાંબુ લાગવા લાગશે.

¤¤¤

પત્નીઃ જાનુ, ક્યારેય હું તારા સપનામાં આવું છું?

પતિઃ ના, ક્યારેય નહીં.

પત્નીઃ લે.... એવું કેમ?

પતિઃ એ તો હું હનુમાન ચાલીસા કરીને સૂવું છું ને એટલે.

¤¤¤

ભગોઃ પપ્પા મારે લગ્ન જ નથી કરવાં. મને બધી જ સ્ત્રીઓની બહુ બીક લાગે.

પપ્પાઃ તો તો તારે લગ્ન અવશ્ય કરી લેવાં જોઈએ દિકરા. કારણકે પછી તને માત્ર એક જ સ્ત્રીની બીક લાગશે.

¤¤¤

પતિઃ તારા બાપની ઘા પર મીઠું ભભરાવવાની આદત હજી ગઈ નથી.

પત્નીઃ કેમ પણ, થયું છે શું? એમ-નેમ મારા પપ્પાને આમ આડુઅવળું બોલવાનું નહીં, કહી દઉં છું.

પતિઃ પણ આજ એમણે મને ફરીવાર પૂછ્યું કે 'મારી દિકરી સાથે લગ્ન કરીને ખુશ તો છો ને?'

¤¤¤

એકવાર બાપુને પેટમાં દુખતાં ડૉક્ટર પાસે ગયા.

બાપુઃ સાહેબ હમણાંથી પેટમાં બહુ દુ:ખે છે.

ડૉક્ટરઃ આ દવાની બોટલ લેતા જાઓ, અઠવાડીયા સુધી લેજો અને અઠવાડીયા પછી મને બતાવવા આવજો ફરી.

બાપુ અઠવાડિયા પછી ફરી દવાખાને આવ્યા.

ડૉક્ટરઃ બોલો બાપુ, દવા પૂરી થઈ ગઈ ને??

બાપુઃ શું ધૂળ પૂરી થાય ડૉક્ટર, બાટલી પર તો એમ લખ્યું તું કે, બોટલને હંમેશાં બંધ રાખવી, હવે ખોલું કેવી રીતે અને દવા લઉં કેવી રીતે?

¤¤¤

એક બહેરો ગાડીને ધક્કાં મારીને લઈ જઈ રહ્યો હતો.

બીજો બહેરો: કેમ ભાઈ, ગાડી ધક્કાં મારીને કેમ લઈ જાય છે? પેટ્રોલ ખાલી થઈ ગયું છે કે શું?

પહેલો બહેરો: ના ભાઈ બગડી તો નથી, બસ પેટ્રોલ ખાલી થઈ ગયું છે.

¤¤¤

સ્કૂલમાં ટીચર કીડીના સારા ગુણો વિશે સમજાવી રહ્યા હતા. અડધો કલાક સમજાવ્યા બાદ ટીચરે શાંતિથી બેસી રહેલ ચંદુને પૂછ્યું: બોલ ચંદુ, કીડીમાંથી આપણને શું શીખામણ મળે છે?

ચંદુ: ટીચર, કીડી આપણને એ જણાવી દે છે કે, મમ્મીએ મિઠાઈ ક્યાં મૂકી છે.

¤¤¤

કનુ: યાર હમણાં સાહેબનો મેસેજ આવ્યો કે, આજ એક્સ્ટ્રા ક્લાસ છે, પણ જવાનું જરા પણ મન નથી અને પાછો ગર્લફ્રેન્ડને મળવાનો સમય પણ આપ્યો છે, સમજાતું નથી શું કરવું.

મનુ: બસ કઈં નહીં, મેસેજ સેન્ડિગ ફેલ લખીને મોકલી દે ને યાર.

¤¤¤

એક ઊંદર હાથીને: યાર તારો ઝભ્ભો મને 2 દિવસ માટે આપને.

હાથી: હાહાહાહા પણ દોસ્ત મારો ઝભ્ભો લઈને તું શું કરીશ? તને તો થશે નહીં.

ઊંદર: અરે મારે પહેરવો નથી ભાઈ, આ તો દીકરીનાં લગ્ન છે એટલે મંડપ બાંધવા જોઈએ છે.

¤¤¤

પતિ: મારા મરી ગયા પછી શું તું બીજા લગ્ન કરીશ?

પત્ની: નહીં, હું તો મારી બહેન સાથે રહીશ. અને તમે?

પતિ: હું પણ તારી બહેન સાથે રહીશ.

¤¤¤

એક દંપતીની દસમી લગ્નગાંઠ નજીક આવી રહી હતી. પતિ કે પત્ની બેમાંથી કોઈને ઍનિવર્સરી ઊજવવાનો મૂડ નહોતો. છતાં પતિએ પત્નીને પૂછ્યું: આ વર્ષે આપણે ઍનિવર્સરીના દિવસે લોનાવાલા બાજુ ક્યાંક ફરવા જઈએ તો કેવું?

પત્ની: હું વારેઘડીએ લોનાવાલા જઈને કંટાળી ગઈ છું.

પતિ કહે: તો ચલ, હું એક અઠવાડિયાની રજા લઉં છું, આપણે કુલુ- મનાલી જઈએ.

પત્નીએ જરાય ઉત્સાહ વિના કહ્યું: મને મૂડ નથી. પતિ કહે: અરે જો તને ક્યાંય જવાનો મૂડ ન હોય તો કંઈ નહીં. તું પેલા દિવસે કહેતી હતીને કે પેલો હીરાનો સેટ ખૂબ ગમી ગયેલો? ચાલ, શું હું તને એ ડાયમંડનો સેટ ભેટ આપું તો ગમે? પત્નીનો મૂડ જરાય સારો નહોતો એટલે મનગમતી જવેલરીની વાત સાંભળીનેય તેને કોઈ ફરક ન પડ્યો.

આખરે પતિ કંટાળ્યો. તે કહે: તો તને ખરેખર જોઈએ છે શું એ કહી દે.

પત્ની કહે: માગું એ આપશો?

પતિ: ડિવૉર્સ સિવાય જે માંગવું હોય એ માંગજે. પત્નીના ચહેરા પર સહેજ ચમક આવી: શું ખરેખર તમે મને ડિવૉર્સ નથી આપવા ઈચ્છતા? હું તમને એટલી ગમું છું?

પતિ કહે: ના, ડિવૉર્સ આપી શકું એટલું બજેટ નથી.

¤¤¤

સંતા: વરરાજાના હાથમાં નાળીયેર કેમ આપવામાં આવે છે?

બંતા: એને બિચારાને સતત યાદ રહે કે એની જેમ મારા પણ છોતરાં નીકળી જવાનાં છે.

¤¤¤

કોર્ટમાં લગ્ન કરવા જતા એક યુગલની ગાડીને અકસ્માત

થયો અને બંને મૃત્યુ પામ્યાં.

બંને સ્વર્ગમાં ગયાં અને ત્યાં ઈન્દ્રદેવને જઈને કહ્યું: પૃથ્વી પર ના થયા તો કંઈ નહિ હવે સ્વર્ગમાં પરણવાની અમારી ઈચ્છા છે.

ઈન્દ્રદેવે કહ્યું : ભલે, હું પ્રયત્ન કરું છું. છ મહિના પછી બંનેએ ઈન્દ્રદેવને યાદ કરાવ્યું.

ઈન્દ્રદેવ બોલ્યા : મારા પ્રયત્નો ચાલુ છે. એ વાતને બે વર્ષ થઈ ગયાં. દર વખતે ઈન્દ્રદેવ એક જ જવાબ આપતા. છેવટે વીસ વર્ષે ઈન્દ્રદેવે કહ્યું : હવે તમારાં લગ્ન થઈ શકશે. બંનેનાં લગ્ન થઈ ગયાં. થોડો વખત બંને સ્વર્ગમાં સાથે રહ્યાં, પણ પછી બન્યું નહિ.

તેઓ પાછાં ઈન્દ્રદેવ પાસે ગયાં. અને કહ્યું : હવે અમારે છૂટાછેડા જોઈએ છે. . ઈન્દ્રદેવ બોલ્યા: એ શક્ય જ નથી.

યુગલે પૂછ્યું : કેમ?

ઈન્દ્રદેવ બોલ્યા: લગ્ન કરાવવા માટેનો બ્રાહ્મણ વીસ વર્ષે માંડ મળ્યો એટલે તમારાં લગ્ન થઈ શક્યાં. પણ કોઈ વકીલ સ્વર્ગમાં આવે એવું તો કદી બન્યું જ નથી.

¤¤¤

પત્ની: સાંભળો છો. મેં આજ તો આખા અઠવાડિયાનું ટાઈમ-ટેબલ બનાવી દીધું. શનિવારે શોપિંગ મંગળવારે ઝુ બુધવારે ફરવા ગુરૂવારે જમવા શુક્રવારે મૂવી જોવા શનિવારે પિકનિક. અચાનક જ પતિ બોલ્યો: અને રવિવારે મંદિરે.

પત્ની (એકદમ આશ્ચર્યચકિત થઈને): મંદિરે કેમ?

પતિ: ભીખ માંગવા પણ જવું પડશે ને!

¤¤¤

છગન: અલ્યા મગનિયા, આ કાઠિયાવાડી છોકરાઓ, વડીલને જોતાં જ દર વખતે પગે કેમ લાગે છે?

મગન: એ તો ભાઈ એમ છે ને કે, નમસ્તે કહેવા, મોંમાંથી માવો કોણ થૂંકે!!

¤¤¤

ચિંકી તેના બોયફ્રેન્ડ સાથે પાણીપુરી ખાઈ રહી રહી. 20-25 તો ખાઈ લીધી હશે. પછી બોયફ્રેન્ડને પૂછ્યું: હજી બીજી 10 ખાઈ લઉં.

બોયફ્રેન્ડ ખિજાઈને બોલ્યો: ખાઈ લે નાગણ.

ચિંકીએ ફટાક દઈને લાફો મારી દીધો અને કહ્યું નાગણ કોને કહે છે?

બોયફ્રેન્ડ: અરે ડાર્લિંગ, મેં તો એમ કહ્યું, ના ગણ એટલે ગણ્યા વગર ખા તું તારે.

¤¤¤

પપ્પૂ: સાહેબ લોકો માત્ર હિંદી, ગુજરાતી કે ઈંગ્લિશમાં જ વાતો કરે છે, ગણિતમાં કેમ નથી કરતા? . . . ટીચર: વધારે 3-5 ના કર, 9-2-11 થઈ જા, નહીંતર 5-7 આપી દઈશ ખેંચીને અને 32 એ 32 બહાર આવી જશે.

પપ્પૂ: બસ સર, આપણી વાત કરવાની ગુજરાતી, હિંદી અને અંગ્રેજી જ બરાબર છે, ગણીત તો ખરેખર બહુ ડરામણું છે.

¤¤¤

ચંદુ શાળાએ મોડો પડતાં સાહેબે મોડા આવવાનું કારણ પુછ્યું.

ચંદુ: સાહેબ મમ્મી-પપ્પાનો ઝગડો થઈ ગયો હતો.

ટીચર: એ તો થાય, પણ એમાં તું શું કામ મોડો આવ્યો?

ચંદુ: સાહેબ, મારું એક ચપ્પલ પપ્પાના હાથમાં હતું અને બીજું મમ્મીના.

¤¤¤

ભક્ત: ભગવાન આ બધી જ છોકરીઓ તો બહુ રોમેન્ટિક હોય છે, પરંતુ પત્ની બનતાં જ અચાનક બોરિંગ કેમ બની જાય છે?

ભગવાન: કારણકે વત્સ, આ છોકરીઓને તો હું બનાવું છું પણ તેમને પત્ની તમે બનાવો છો.

¤¤¤

સુશીલાનાં ત્રીજાં લગ્ન હતાં, તો તેણે લગ્નની કંકોત્રી તેના જૂના પ્રેમીને પણ મોકલી.

જવાબમાં પ્રેમીએ અભિનંદન આપતો તાર મોકલ્યોઃ "ભગવાન કરે તારા જીવનમાં આવા ખુશીના ચાર દિવસો વારંવાર આવે."

¤¤¤

ચાલુ ક્લાસે એક સ્ટુડન્ટે સ્ટેટસ અપલોડ કર્યું: I am using facebook in class.

તરત જ નીચે પ્રોફેસરે કમેન્ટ કરી: ક્લાસમાંથી નીકળી જા નાલાયક. પ્રોફેસરની કમેન્ટને પ્રિન્સિપાલે લાઈક કરી.

તેમના મિત્રે નીચે કમેન્ટ કરી: ચાલ યાર, કેફેમાં જઈએ.

નીચે તેમની માતાએ કમેન્ટ કરી: નાલાયક ક્લાસ ના લેવાનો હોય તો શાક લઈને ઘરે આવ.

નીચે પિતાએ કમેન્ટ કરી: જો, તારા છોકરાનાં કારસ્તાન.

આ જ વખતે ગર્લફ્રેન્ડે કમેન્ટ કરી: ધોખેબાજ, મને તો કહ્યું હતું કે, દાદી બહુ સિરિયસ છે, છેલ્લા શ્વાસ ગણી રહ્યાં છે, એટલે હોસ્પિટલમાં છું. આજે મળવા નહીં આવી શકું.

ત્યાં દાદીએ કમેન્ટ કરી: નાલાયક પહેલાં જા તું કોઈ કૂવામાં ડૂબી મર.

¤¤¤

રામ: કાલ તો મારે અચાનક 20 હજારની લોટરી લાગી બોલ યાર.

લખન: અરે વાહ, પણ તે એ રૂપિયાનું શું કર્યું?

રામ: મને એમ થયું કે સિક્યુરિટી વગર ઘરમાં આજકાલ આટલા બધા રૂપિયા ના રખાય.

લખન: એ વાત સાચી હોં. તે તેં શું કર્યું ઓ પછી?

રામ: કઈં નહીં દોસ્ત, બજારમાં જઈને મસ્ત મજાનો 20

હજાર રૂપિયાનો કૂતરો લઈ આવ્યો...

¤¤¤

અમેરિકામાં લાઈટ જાય ત્યારે લોકો પાવર ઓફિસમાં ફોન કરે છે.

જાપાનમાં લાઈટ જાય ત્યારે લોકો સૌથી પહેલાં ફ્યુઝ ચેક કરે છે.

અને ભારતમાં લાઈટ જાય ત્યારે લોકો સૌથી પહેલાં તો ઘરમાંથી બહાર નીકળે છે અને પછી જુએ છે આજુબાજુવાળા બધાની ગઈ છે ને, પછી બેસે છે શાંતિથી..

¤¤¤

મા તેના દીકરાને પૂછે છે: બેટા હું અને તારી વહુ સાથે ડૂબતા હોઈએ તો તું પહેલાં કોને બચાવે?

આ સાંભળતાં જ વહુ જવાબ આપે છે: તમ તમારે પહેલાં મમ્મીને બચાવજો ને, હું તો હજી જુવાન છું, મોંત સામે પણ લડી લઉં અને મને બચાવવા તો જેને તરતાં નહીં આવડતું હોય એવા જુવાનિયાઓ પણ કૂદી પડશે.

¤¤¤

ચાર અમદાવાદી એક જ બાઈક પર જઈ રહ્યા હતા, આ જોઈને ટ્રાફિક પોલીસે રોક્યા.

ટ્રાફિક પોલિસ: બાઈક પર ત્રિપલ સવારી પણ ગુનો કહેવાય અને તમે તો ચાર-ચાર જણા જાઓ છો? આ જોઈને ચારેય જણ પાછળ જોવા લાગ્યા અને બોલ્યા: 'પાંચમો ક્યાં પડી ગયો સાલો, એણે તો પાર્ટી આપવાની હતી'

¤¤¤

ટીચર: ચાલ ચીકુ, ફટાફટ આટલા સવાલોના જવાબ આપ: અજય દેવગણની પત્નીનું નામ શું છે?

કુતુબ મિનાર ક્યાં છે?

શતાબ્ધી ટ્રેનની સ્પીડ કેટલી હોય છે?

મરઘી શું આપે છે?

ચીકુ: કાજોલ દિલ્હીમાં 140ની સ્પીડે ઈંડાં આપે છે.

¤¤¤

પિંકી કાર લઈને જઈ રહી હતી ત્યાં ટ્રાફિક સિગ્નલ આવતાં કાર ઊભી રાખી.

આ જ વખતે એક ભિખારી આવી ભીખ માંગવા લાગ્યો.

પહેલાં તો પિંકી થોડીવાર વિચારમાં પડી ગઈ પછી પુછ્યું: મેં તને ક્યાંક જોયેલો હોય એવું કેમ લાગે છે?

ભિખારી: મેડમ આપણે ફેસબુકમાં ફ્રેન્ડ તો છીએ, હું જ તો છું 'ઈનોસન્ટ રાજ'

¤¤¤

મોટાભાગે ખતરનાક મહિલાને જોઈને દરેક પતિને એક જ વિચાર આવતો હોય છે. આનો પતિ આને કેવી રીતે સહન કરતો હશે! પરંતુ બીજી જ પળે પોતાના ઘરની દુર્ગાનો વિચાર આવતાં જ કહે છે. હમમમમ. હું પણ સહન તો કરું જ છું ને.

¤¤¤

કાઠિયાવાડી છોકરીના પિતા: તમારો છોકરો શું કરે છે?

અમદાવાદી છોકરાના પિતા: અમારો દિકરો ટીંબર મર્ચન્ટ છે.

છોકરીના પિતા: તો તો કુમાર જંગલનાં જંગલ ખરિદતા હશે ને?

છોકરાના પિતા: ના ના, એટલું બધું પણ નહીં.

છોકરીના પિતા: તો હોલસેલના વેપારી છે?

છોકરાના પિતા: નારે ભાઈ, એ તો ટ્રેનમાં દાતણ વેચે છે.

¤¤¤

પત્ની: સાંભળો છો, મારા મૃત્યુ બાદ તમે કેટલા દિવસ બાદ બીજાં લગ્ન કરશો?

પતિઃ મોંઘવારી એટલી બધી વધી ગઈ છે ને ડાર્લિંગ કે, મારો પ્રયત્ન તો એ જ રહે કે તારા શ્રાદ્ધ સાથે જ બીજાં લગ્નનું એડજસ્ટમેન્ટ કરી લેવું પડે.

¤¤¤

ન્યૂયોર્કમાં દંપતિ સૂવા જાય ત્યારે એકબીજાને કહેઃ ગુડ નાઈટ માય લવ.

લંડનમાં દંપતિ સૂવા જાય ત્યારે કહેઃ સ્વીટ ડ્રીમ ડાર્લિંગ .

અને ભારતમાં દંપતિ સૂવા જાય ત્યારેઃ દૂધની થેલી બારણે ટીંગાડી દીધી છે ને?

¤¤¤

પિંટુ અને ચિંટુની ગર્લફ્રેન્ડ મેળામાં ખોવાઈ ગઈ.

ચિંટુ: તારી ગર્લફ્રેન્ડ કેવી લાગતી હતી?

પિંટુ: પાતળી કમર, લાંબા-કાળા વાળ અને મોટી કજરાળી આંખો, તારી ગર્લફ્રેન્ડ કેવી લાગતી હતી?

ચિંટુ: અરે યાર છોડને મારા વાળીને, ચાલ તારાવાળી શોધીએ.

¤¤¤

પતિ-પત્ની શોપિંગ કરી મોલમાંથી નીકળ્યાં ત્યાં એક ફકીર બોલ્યો: હે હુસ્નની મલ્લિકા, પાંચ રૂપિયા આપી દે આ આંધળાને, અલ્લાહ ભલું કરશે.

પતિએ એકવાર પત્ની સામે જોયું અને બોલ્યો: આપી દે, બિચારો સાચ્ચે જ આંધળો છે.

¤¤¤

પિંકી અને ચિંકી એડવેન્ચર ટૂર પર ગઈ હતી, ત્યાં બંન્ને જણ રાત્રે ટેન્ટ લગાવી સૂતી હતી. રાત્રે અચાનક પિંકીની આંખ ઊઘડી. તેણે ચિંકીને ઉઠાડી.

પિંકી: ઉપર જો તો, તને શું દેખાય છે?

ચિંકી: ઘણા બધા તારા.

પિંકી: તેનાથી શું સાબિત થાય છે?

ચિંકી: આકાશ કેટલું સુંદર છે.

પિંકી: અબે ઓયે ન્યૂટનની અમ્મા, આપણો ટેન્ટ ચોરાઈ ગયો છે.

¤¤¤

એક દારૂડીયો બરાબરનો ટ્રૂન્ન થઈને ઘરે જઈ રહ્યો હતો. રસ્તામાં તેને મંદિરની બહાર પૂજારી દેખાયો. દારૂડિયાએ પૂજારીને પૂછ્યું: સૌથી મોટું કોણ?

પૂજારી (દારૂડિયાથી પીછો છોડાવવવા): આ મંદિર.

દારૂડિયો: મંદિર મોટું તો ધરતી પર કેવી રીતે ઊભું છે?

પૂજારી: ધરતી મોટી ભાઈ!

દારૂડિયો: ધરતી મોટી તો શેષનાગ પર કેમની છે?

પૂજારી: શેષનાગ મોટો.

દારૂડિયો: તો શિવના ગળામાં કેવી રીતે છે?

પૂજારી: શિવજી મોટા.

દારૂડિયો: તો કૈલાસ પર્વત પર કેવી રીતે બેઠા?

પૂજારી: પર્વત મોટો.

દારૂડિયો: તો હનુમાનજીએ આંગળી પર કેવી રીતે ઉચક્યો?

પૂજારી: હનુમાનજી મોટા.

દારૂડિયો: તો રામના ચરણમાં કેમ પડ્યા?

પૂજારી: રામ મોટા.

દારૂડિયો: તો રાવણની પાછળ કેમ પડ્યા?

પૂજારી: મારા બાપ, હવે તું જ કહી દે, સૌથી મોટું કોણ?

દારૂડીયો: દુનિયામાં એ માણસ જ સૌથી મોટો કહેવાય, જે આખી બોટલ ગટાગટાવીને પણ પોતાના પગ પર આ ધરતી પર

ઊભો રહી શકે.

¤¤¤

દિલ્હીની છોકરી: હું ક્યારેય ગુજરાતી સાથે લગ્ન નહીં કરું, ગુજરાતી છોકરાઓ અભિમાની બહુ હોય છે.

ગુજ્જુ છોકરો: જો બકુડી, ગુજારાતી છોકરાઓના આ અભિમાન પર ના જા. એકને નોકરી ના મળી તો આખી રિલાયન્સ ઊભી કરી દીધી અને બીજાને અમેરિકાના વિઝા ના મળ્યા તો, આખેઆખી સરકાર ઊંધી વાળી દીધી.

¤¤¤

કાંતા: અલ્યા મગનિયા, આ સાઉથ ઈન્ડિયન લોકો બહુ કાળિયા કેમ હોય છે?

મગન: લેં એટલું પણ ના હમજી? એ લોકો આખો દાડો સન ટીવી અને સૂર્યા ટીવી જ જોયા કરે, પછી શું થાય?

¤¤¤

ભગો જલેબીવાળો વેચી રહ્યો હતો જલેબી પણ બૂમો પાડતો હતો: બટાકાં લઈ લ્યો બટાકાં, મધમીઠાં બટાકાં.

આ જોઈ બાજુની કરિયાણાની દુકાનવાળા છગનકાકા આવ્યા: અલ્યા ભગલા, તું જલેબી વેચે છે, તો બટાકાંના નામની બૂમો શું કામ પાડે છે?

ભગો: અરેરેરે ધીમે બોલો કાકા. આ માખીઓને ખબર પડશે તો વળી પાછી આવી જશે..

¤¤¤

તારક મહેતા: બે કપલ્સ જ્યારે આમને-સામને મળે ત્યારે સૌથી પહેલાં શું જુએ?

જેઠાલાલ: એ તો તમને વધુ ખબર હોય મહેતા સહેબ મારા કરતાં, તમે લેખક છો.

તારક મહેતા: હા, તો પણ કહો તો ખરા.

જેઠાલાલ: સ્ત્રીઓ એકબીજાનાં ઘરેણાં અને કપડાં જુએ, અને

પુરુષો એકબીજાની પત્નીને જુએ!

¤¤¤

સામેથી સુંદર છોકરી આવતી જોઈને તરત જ ચંદુએ આંખ મારી.

છોકરી (ખિજાઈને બોલી): હું એવી છોકરી નથી, સમજ્યો?

ચંદુ: એ બધુ તો ઠીક, પણ ચેક કરવાની મારી તો ફરજ છે ને યાર.

¤¤¤

રમેશ: યાર આજ-કાલની છોકરીઓને હમજવી બહુ મુશ્કેલ છે હોં!

મહેશ: કેમ શું થયું?

રમેશ: મેં કાલ પેલી પિંકીને ફેસબુકમાં મેસેજ મોકલ્યો: 'I Love You' તો એણે જવાબ મોકલ્યો: હિમ્મત હોય તો સામે આવ. હવે આને ચાન્સ સમજવો કે ધમકી?

¤¤¤

સવાર-સવારમાં વકીલના ત્યાં એક મહિલા આવી ચડી ને કહેવા લાગી, મારે મારા જૂના પતિ સાથે ફરી લગ્ન કરવાં છે.

વકીલ: પણ હજી ગયા મહિને તો તમે બંન્નેએ છૂટાછેડા લીધા છે. મહિલા: હા પણ, ત્યારથી એ બહુ ખુશ દેખાય છે, મારાથી એની આ ખુશી સહન નથી થતી.

¤¤¤

કનુ: યાર આ મારું હારું પાકિસ્તાન જપતું જ નથી. ગમે તેમ હમજાઈએ તોયે હારું રોજ-રોજ હેડ્યું આવે છે સરહદ પર બંદૂકો લઈને ભડાકા કરવા.

મનું: અરે આ બધી રોજ-રોજની જંજટમાં પડવાનું જ નહીં, 26 તારીખે એક મિસાઈલ ફોડી જ દેવાની, અને કઈં બોલે તો કહી દેવાનું અમે તો ઓબામા ભાઈને મિસાઈલ બતાવતા તા, એમાં ભૂલથી બટન દબાઈ ગયું. ભૂલચૂક માફ, પાકિસ્તાન સાફ.

¤¤¤

શાંતિકાકા: અલ્યા ભગલા, આ આજકાલનાં છોકરાં હારાં શું બોલે ને શું કરે હારું હમજાય જ નહીં હોં.

ભગાકાકા: કેમ શું થયું?

શાંતિકાકા: કાલ મેં મારા છોકરાના ઓલા ટબુડાને પૂછ્યું કે: બેટા ભણવાનું કેવું ચાલે છે? તો મને કહે: દરિયા જેટલો તો સિલેબસ છે, નદી જેટલું માડ વંચાય, તેમાંથી એક ડોલ જેટલું યાદ રહે, એક ગ્લાસ જેટલું પરીક્ષામાં માંડ લખાય, તેમાંથી પાછા ચૂલ્લુ ભર નાર્ક્સ આવે. અમે તો દાદા આમાં જ ડૂબી મરીએ છીએ.

¤¤¤

લગ્નના પાંચ વર્ષ બાદ વેલેન્ટાઈન ડેના દિવસે પતિ સફેદ ગુલાબ લઈને આવ્યો.

પત્ની: સફેદ ગુલાબ કેમ લાવ્યા? આજના દિવસે તો લાલ ગુલાબ આપય ને?

પતિ: એમાં એમ છે ને કે, હવે જીવનમાં પ્રેમ કરતાં શાંતિની વધારે જરૂર છે..

¤¤¤

ઓબામા: તમે તો મને ડ્રાય ડેમાં બોલાવ્યો, આ બહું સારું ના કહેવાય હોં મોદીજી.

મોદી: તમે પણ તો મને નવરાત્રીમાં જ બોલાવ્યો તો, હવે સાટુ વળી ગયું!

¤¤¤

કમલો રોજ સવાર થાય અને ઝાડ પર ચડીને બેસી જાય. પૂછો કેમ? બિચારો કમલો, એમબીએ કરીને ગાંડો થઈ ગયો હતો અને પોતાની જાતને 'બ્રાન્ચ મેનેજર' માનતો હતો.

¤¤¤

એકવાર ચંપક ઘરે કઈં પણ કહ્યા વગર અચાનક જ ગાયબ થઈ ગયો. પૂરા એક મહિના પછી ચંપક ઘરે આવ્યો ત્યાં એની

ઘરવાળી ચંપા માંડી ધૂળ કાઢવા.

ચંપા: તમને ખબર છે, તમારા વિયોગમાં ને વિયોગમાં હું તો માંદી પડી ગઈ તી, આમ ને આમ મરી ગઈ હોત તો?

ચંપક (એકદમ શાંતિથી): તો એમાં શું થઈ ગયું? હું સ્મશાનની ચાવી ભેગી લઈને થોડો ગયો હતો?

¤¤¤

છગન: બોલ મગનિયા તને ક્યારેય કોઈ સ્ત્રીને જોઈને એમ થાય છે કે, કાશ મેં લગ્ન ના કર્યાં હોત અને હજી કુવારો જ હોત તો કેવું સારું?

મગન: હા ભાઈ, રોજેરોજ થાય છે, દરેક પળે થાય છે.

છગન: હેં, કોણ છે એ ખાસમ ખાસ, મને તો કહે, જેના કારણે તને વહેલાં લગ્ન કરી લેવાનો હજી વસવસો છે?

મગન: તારી ભાભીને જોઈને રોજ આમ થાય છે ભાઈ.

¤¤¤

જેઠાલાલ એકવાર દયાને લઈને બસમાં જઈ રહ્યા હતા. કંડક્ટર ટિકિટ લેવા આવતાં: જેઠાલાલ: દોઢ ટિકિટ આપો ભાઈ, એક દયા માટે અને અડધી મારા માટે.

કંડક્ટર: મૂછો ઊગી ગઈ તોયે હજી અડધી ટિકિટ જોઈએ છે તમારે, આખી જ ટિકિટ લેવી પડશે તમારે તો.

જેઠાલાલ: તો દયાની અડધી ટિકિટ આપો, એને તો હજી મૂછો નથી ઊગી.

¤¤¤

એક વાર મહેશ તેની પત્ની સાથે ક્યાંક જઈ રહ્યો હતો ત્યાં રસ્તામાં તેણે જોયું કે તેના મિત્ર રમેશને પોલીસે પકડેલો હતો.

મહેશ: કેમ રમેશ, શું થયું?

રમેશ: મેં મારી પત્નીને મારી નાંખી.

મહેશ: હેં! તો કેટલી સજા મળી તને?

રમેશઃ 6 અઠવાડિયાં. મહેશે તરત જ પોલીસની બંદૂક ઝૂંટવી પોતાની પત્નીને પણ મારી નાખી અને પોલીસને કહેઃ ચાલો હું પણ તમારી સાથે જ આવું છું, 6 અઠવાડિયાંની સજા કાપવા.

રમેશઃ અરે યાર, પહેલાં પૂરું સાંભળ તો ખરા, 6 અઠવાડીયા પછી મને ફાંસી આપવાની છે.

¤¤¤

શાંતા અને કાંતા બસમાં એક સીટ માટે ઝગડી રહ્યાં હતાં.

કંડક્ટર કંટાળીને બોલ્યોઃ તમારા બેમાંથી જે મોટું હોય એનું માન રાખીએ નાનાએ એનું માન રાખવું જોઈએ અને મોટાને સીટ આપી દેવી જોઈએ. બંન્ને એકબીજાની સામે જોવાં માંડ્યાં, અને સીટ ખાલી જ પડી રહી.

¤¤¤

ભગોઃ તારી સાથે લગ્ન કરીને મને એક ફાયદો તો ચોક્કસથી થયો છે હોં.

ભગી (હરખાઈને): એવું? શું ફાયદો થયો એ તો કહો.

ભગોઃ મારાં બધાં જ પાપની સજા મને આ જનમમાં જ મળી ગઈ..

¤¤¤

આજ સવારે પ્રેસિડેન્ટ ઓબામા અમેરિકાની ધરતી પર ચા પી રહ્યા હતા, તે સમયે એક વાર તો મનમાં આવ્યું કે એકવાર બરાબરનો કચકચાવીને લાફો મારી દઉં, સાલા પાકિસ્તાનને આટલા પૈસા આપે છે શું કામ? પછી થયું, જવા દે ને યાર, ટીવી તો મારા જ ઘરનું ફૂટશે.

¤¤¤

ચંગુ-મંગુ એક ગલીમાંથી પસાર થઈ રહ્યા હતા ત્યાં અચાનક આમને-સામને આવી ગયા અને નીકળવાની જગ્યા ના બચી.

ચંગુઃ હું મૂરખાઓને રસ્તો નથી આપતો.

મંગુ (રસ્તો આપતાં): પણ હું મૂરખાઓને જ પહેલાં રસ્તો આપું છું.

¤¤¤

હેરી: હલ્લો, અલ્યા ચમનિયા હું હેરી બોલું અમેરિકાથી.

ચમન: ઈ કોણ હેરી ભાઈ?

હેરી: અરે તારો લંગોટિયો ભાઈબંધ હરિયો.

ચમન: એ હા, હા ઓળખ્યો બોલ ભાઈ કેવું ચાલે છે?

હેરી: યાર, આ મંકી બાથ શું છે?

ચમન: એ વળી શું હોય? . . હેરી: અરે યાર, આ અમેરિકાના રાષ્ટ્રપતિ ઓબામા ભારત આવ્યા એટલે એમને અને મોદીએ કર્યું તું ને મંકી બાથ?

ચમન: અરે ગાંડીયા, એ મંકી બાથ ન હતું  પણ એ હતી 'મન કી બાત.'

¤¤¤

ગગો: અલ્યા ભગલા આ તાજ મહેલ આમ તો ધોળો દૂધ જેવો સે પણ સરકાર જો એમાં પાનની પીચકારી મારવાની છૂટ આપી દે તો?

ભગો: તો શું, આ ગુટખા ખાવા વાળા તાજ મહેલનેય લાલ કિલ્લો બનાવીને છોડે.

¤¤¤

પત્ની: તમે રોજ મારો એક ફોટો તમારા પર્સમાં લઈને કેમ ફરો છો?

પતિ: જ્યારે પણ હું કોઈ પણ મુશ્કેલીમાં ફસાઉં ત્યારે તારો આ ફોટો જ જોઈ લઉં છું અને બધુ સમુસૂતરું પાર પડી જાય છે.

પત્ની: અરે વાહ, એટલે તમે મારું આટલું માન રાખો છો અને મને આટલી શક્તિશાળી માનો છો એમ ને?

પતિ: અરે ઓ જગદંબા, તારો ફોટો જોઈને તો મને એમ થાય છે કે, આટલી મોટી મુશ્કેલી જો હું ખમી શકતો હોઉં તો, બીજી

નાની-મોટી મુશ્કેલીઓની શી વિસાત?

¤¤¤

ટપ્પુ: દાદાજી તમને ખબર છે, આ વોટ્સએપ એટલે શું?

હાસ્તો વળી, અમે જે પંચાત ઓટલે બેહીને કરીએ એ તમે ખાટલામાં બેહીને કરો એ.

¤¤¤

બકો: બોલ લાલા, ફોરેનની સિક્વલ પિક્ચરુ અને આપણી સાઉથની સિક્વલ પિક્ચરુમાં શું તફાવત?

લાલો: આમ તો 2 માં મારધાડ તો હોય જ છે પણ તફાવત ખબર નહી હોં.

બકો: જો, ફોરેનની સિક્વલ પિક્ચરુનાં નામ કેવાં હોય: 1. ફાસ્ટ એન્ડ ફ્યુરિયસ - 1

2. ફાસ્ટ એન્ડ ફ્યુરિયસ - 2

3. ફાસ્ટ એન્ડ ફ્યુરિયસ - 3

4. ફાસ્ટ એન્ડ ફ્યુરિયસ - 4

5. ફાસ્ટ એન્ડ ફ્યુરિયસ – 5.

અને આપડી સાઉથની પિક્ચરુમાં કેવી સિક્વલ હોય:

1. જીને નહીં દૂંગા

2. કભી ભી જીને નહીં દૂંગા

3. અગલે જનમ મેં ભી જીને નહીં દૂંગા

4. પૈદા હીં નહીં હોને દૂંગા

¤¤¤

positive Attitude કરસન દારૂ પીને રાત્રે મોડો ઘરે પાછો આવે છે, તો સામે તેની પત્ની સાવરણી લઈને જ ઊભી હોય છે.

કરસન: અરે ડાર્લિંગ, કેટલું કામ કરીશ તું? રાત ના બે વાગ્યા છે, હવે તો સૂઈ જા.

¤¤¤

દિલ્હીમાં ચૂંટણીના ગરમાતા જતા વાતાવરણમાં એક સાસુ તેની વહુને કહે: "અરે ઓ બેશરમ, તારા કરતાં તો આ કેજરીવાલ હારો, અભાગિયો હોવા છતાં, ઘરમાંથી બહાર નીકળે એટલે માથુ હંમેશાં મફલરથી ઢાંકીને જ નીકળે છે."

¤¤¤

અડધી રાત્રે પિંકીના મોબાઈલમાંથી બીપ અવાજ આવ્યો અને લાઈટ બંધ થઈ ગઈ.

ચમન મોબાઈલ જોઈને ભડ્ક્યો: કોણ છે આ તારો હગલો, અડધી રાત્રે તને Beautiful નો મેસેજ મોકલે છે?

પિંકી મોબાઈલ જુએ છે અને પછી ડબલ મોટા અવાજે ભડકે છે: પહેલાં બરાબર આંખો ચોળો અને પછી વાંચો, Beautiful નહીં Battery Full એમ લખ્યું છે.

¤¤¤

પતિ: મને બહુ ગભરામણ થાય છે, જલદી ડૉક્ટરને ફોન કર...

પત્ની: હા, તો તમારા મોબાઈલનો પાસવર્ડ તો આપો, તો ફોન જોડુ ને.

પતિ: રહેવા દે, હવે મને સારું લાગે છે.

¤¤¤

ભગો: ભાઈ સાહેબ, આ સિગારેટ જરા હોટેલની બહાર જઈને પીશો? હું અહીં ફેમિલિ સાથે આવ્યો છું.

ગગો: તું ફેમિલિ લઈને આવ્યો છે એમાં મારે શું લેવા-દેવા કે મારે બહાર જઈને સિગારેટ પીવાની?

ભગો: અરે બકા, તને સિગારેટ પીતો જોઈને મને મન થઈ જાય છે, સમજ ને, યાર.

¤¤¤

ચંદુ કુંભના મેળામાં પ્રાર્થના કરી રહ્યો હતો. હેં પ્રભુ! ન્યાય

કરો, ન્યાય કરો. હંમેશાં ભાઈ-ભાઈને જ જુદા પાડો છો, કોઈ વાર પતિ-પત્નીને પણ ટ્રાય કરો, ટ્રાય કરો.

¤¤¤

મહેશ: અલ્યા રમેશ્યા, કોલેજમાં કેટલાં સપનાં જોયાં તાં! હવે આ બધાં પૂરાં કરવા શું કરવું જોઈએ.

રમેશ: સાવ સહેલું છે, એમાં શું? ચાદર ખેંચીને સૂઈ જવાનું.

¤¤¤

ચમન: ઠંડી કેવી છે લ્યા મગનિયા?

મગન: BSNL જેવી.

ચમન: એટલે?

મગન: શેરીમાં નીકળો તો લાગે.

¤¤¤

સુરેશ: યાર આપડે સ્કૂલમાં ભણતા એટલે કેટલા બધા ડોબા હતા નહીં?

મહેશ: કેમ શું થયું, કે અત્યારે સ્કૂલ યાદ આવી?

સુરેશ: યાર, એ સમયે મસ્તી કરતા તો સાહેબ છોકરીઓની વચ્ચે બેસાડતા, અને પાછા આપડે એને સજા સમજતા.

¤¤¤

ચંપાને બેંકમાંથી ફોન આવ્યો.

બેન્ક મેનેજર: હેલો, હું બેન્ક મેનેજર બોલું છું. તમારે ક્રેડિટ કાર્ડ જોઈએ છે?

ચંપા: ના ભાઈ, મારી પાસે બોયફ્રેન્ડ છે.

¤¤¤

સફેદ, ચમકતા, બત્રીસેય દાંતને સુરક્ષિત અને મજબુત રાખવા ત્રણ બાબતોનું ખાસ ધ્યાન રાખવું જોઈએ:

1. દરરોજ દિવસમાં બે વાર બ્રશ કરવું જોઈએ.

2. ગળ્યું ખાધા બાદ તરત જ કોગળા કરી લેવા.

ત્રીજો પોઈન્ટ ખાસ યાદ રાખવા જેવો છે.

3. પત્ની સામે મોં સંભાળીને જ વાત કરવી.

¤¤¤

રામ: જરા છાપૂ આપને યાર... . . શ્યામ: શું યાર, હવે જમાનો બદલાઈ ગયો. લે આ મારું ટેબ્લેટ વાપર. 'તું ભી ક્યા યાદ કરેગા..' . . 'પછી તો શું, રામ જે મચ્છરને છાપાથી મારવાનો હતો તેને ટેબ્લેટથી યાદગાર મૃત્યુની પ્રાપ્તિ થઈ.'

¤¤¤

ચંદુ દરજી: મલ્લિકા શેરાવતનો કોન્ફિડેન્સ ખરેખર જબરજસ્ત છે હોં.

કનુ ધોબી: કેમ શું થયું?

ચંદુ: મારી પાસે આવી એક હાથ રૂમાલ લઈને, અને મને કહે આમાંથી ત્રણ સ્કર્ટ બનાવી આપો.

કનુ: હેં. પછી તેં શું કહ્યું? રૂમાલ પાછો આપ્યો?

ચંદુ: ના રે, આપણે પણ ગુજરાતી ભાયડા. મેં તો કહ્યું, મેડમ વધેલા કાપડમાંથી બીજું કઈં પણ બનાવી આપું?

¤¤¤

એક રિક્ષામાં હંમેશાં અલ્તાફ રાજાનાં જ ગીત વાગતાં અને કરસન કાકાના નસીબમાં આ જ રિક્ષા આવતી.

કરસનકાકા: ભાઈ, તું અલ્તાફ રાજાનો બહુ મોટો ફેન લાગે છે.

રિક્ષાવાળો: અરે હું જ અલ્તાફ રાજા છું, કાકા.

¤¤¤

શાંતા મોલમાંથી ખાખરાનું પેકેટ ચોરીને લઈ જતાં પકડાઈ ગઈ તો તેને કોર્ટમાં હાજર કરવામાં આવી.

જજ: બેન તમે જ ખાખરાની ચોરી કરી હતી? . .

શાંતા: હા.

જજ: પેકેટમાં કેટલા ખાખરા હતા?

શાંતા: 10.

જજ: તો તમારે 10 દિવસ જેલમાં રહેવું પડશે.

પાછળથી શાંતાનો પતિ બોલ્યો: સાહેબ એણે તો મમરાનું પેકેટ પણ ચોર્યું હતું.

¤¤¤

પતિ: આજ તો સોસાયટીના સેક્રેટરી સાથે મારે ઝગડો થઈ ગયો.

પત્ની: કેમ?

પતિ: એ એના એક ભાઈબંધને કહેતો હતો કે, સોસાયટીમાં રહેતી બધી જ મહિલાઓ સાથે તેનું સેટિંગ છે, એકને છોડીને.

પત્ની: તો તો પાકુ, એ 10 નંબર વાળી કાંતાડી જ હશે. એ જ સૌથી વધુ નખરાળી અને અભિમાની છે.

¤¤¤

કેજરીવાલ ચૂંટણીની તૈયારીઓમાં ડૂબેલા હતા ત્યાં રાતના બાર ક્યાં વાગ્યા તે ખબર જ ના પડી પણ બાર વાગે અચાનક ઘડીયાળ સામે નજર પડતાં ભડક્યા કેજરીવાલે એને તોડી નાખી.

કેજરીવાલની પત્ની: અરે પણ આ ઘડીયાળ કેમ તોડી? કોનો ગુસ્સો કાઢો છો ઘડિયાળ પર?

કેજરીવાલ (ગુસ્સાથી ધુવાપૂવા થઈને): ઘડિયાળના ત્રણેય કાંટા મળેલા છે.

¤¤¤

ભગો કોલેજ પાસેથી પસાર થતો હતો ત્યાં સામેથી ચિંકીને આવતી જોઈએ સ્ટંટ કરવા જતાં બાઈક પરથી ફસડાઈ ગયો.

ચીંકી: ઓહ માહ ગોડ, તમને ક્યાંય વાગ્યું તો નથી ને?

ભગો: અરે નારે ગાંડી, હું તો બાઈક પરથી આમ જ ઉતરું

છું.

¤¤¤

ટીચર: ક્લાસમાં આખો દિવસ છોકરીઓ સાથે જ કેમ વાતો કર્યા કરે છે? બીજો કઈં કામ-ધંધો નથી?

ચંગુ: મેડમ હું બહું ગરીબ છું, એટલે મારા મોબાઈલમાં વોટ્સએપ નથી.

¤¤¤

પત્ની: હું જે પણ કામ કરું તેમાં પૂરેપૂરી ડૂબી જાઉં છું.

પતિ: અચ્છા, તો પછી કૂવો ખોદવાનું કામ જ કેમ નથી કરતી?

¤¤¤

રમેશે એક દિવસ તો કંટાળીને તેની સાસુને ફોન કર્યો: 'તમારી દિકરીમાં તો હજારો ઉણપો છે.'

સાસુ: હા બેટા... એટલે તો તેને બહુ સારો છોકરો મળ્યો નથી.

¤¤¤

મંગુ પરિક્ષામાં પેપર લખવા બેઠો, તેમાં ઈતિહાસના પેપરમાં પ્રશ્ન આવ્યો: પ્રશ્ન: રામનવમી કોને કહેવાય?

મંગુનો જવાબ: જે દિવસે પ્રભુ રામ ચંન્દ્રજી આઠમું ધોરણ પાસ કરીને નવમા ધોરણમાં આવ્યા તે.

¤¤¤

ટીચર: 50 માણસોની દાળ બનાવવા 15 કિલો તુવેરની દાળ જોઈએ, તો 75 માણસની દાળ માટે કેટલી તુવેર દાળ જોઈએ? . .

ચંગુ: સાહેબ, એમાં દાળ તો એટલી જ જોઈએ, બસ પાણી ડબલ કરી દેવાનું.

¤¤¤

એક દિવસ એક ડૉક્ટર દરદી સામે પોતાનાં જ વખાણ કરી

રહ્યા હતા ત્યાં, દરદીએ પણ થોડો સૂર પૂરાવતાં ડૉક્ટરમાં વધુ હવા ભરાઈ અને ડૉક્ટર માંડ્યા ફેંકવાઃ મારી હોશિયારી અને નામનાની તો શું વાત કરું ભાઈ, હું સ્મશાનમાંથી પસાર થઉં તો ત્યાં પણ મડદાં ઊભાં થઈને પૂછે છેઃ 'સાહેબ, આખરે અમને થયું તું શું?'

¤¤¤

Mr. ભગાની જબરજસ્ત શાયરી: પતિ એ સાહસિક પ્રાણી છે. જે ભૂત પ્રેતથી ભલે ના ડરે પણ પત્નીના ચાર મિસ કોલથી થઈ જાય પાણી-પાણી.

¤¤¤

ચંગુ: સાઢું ભાઈ એટલે ખબર છે તમને પપ્પા?

ચંગુના પપ્પા: હાસ્તો બેટા, એક જ જગ્યાએથી વારાફરથી મૂર્ખ બનેલ બે મહાન વ્યક્તિઓ..

¤¤¤

લગ્નના થોડા મહિના બાદ પત્ની: હવે તમે મને શોપિંગ માટે પણ નથી લઈ જતા, ફરવા પણ નથી લઈ જતા કે મૂવી જોવા પણ નથી લઈ જતા. આટલા બધા કેમ બદલાઈ ગયા?

પતિ: તેં ક્યારેય સાંભળ્યું છે કે, કોઈ નેતા ચૂંટણી પણ ચૂંટણી પ્રચાર ચાલુ જ રાખે?

¤¤¤

પપ્પૂ: બોલો પપ્પા, આજ તો મેડમે એક એવો સવાલ પૂછ્યો કે, તેનો જવાબ આખા ક્લાસમાં ખાલી મને જ આવડતો હતો.

પપ્પા: અરે વાહ બેટા, એવો તો કયો સવાલ હતો?

પપ્પૂ: બ્લેકબોર્ડ પાસે સૂસૂ કોણે કરી?

¤¤¤

મહેશ: હું તો મારાં સાસુ, સસરા, સાળા, સાળી બધાના ફોટા હંમેશાં મારા ખિસ્સામાં જ રાખું છું.

કમલેશ: કેમ પણ?

મહેશ: શું કેમ? જ્યારે પણ બૈરી વેલણ લઈને ધોકાવવા

આવે એટલે PKની જેમ પ્રોટેક્શન રૂપે મોં પર ચોટાડી જ દેવાના ચાર. સેલ્ફ ડિફેન્સ.

¤¤¤

આપણા દેશમાં ઘણીએ છોકરીઓ એવી હોય છે, જે હેન્ડસમ પતિ માટે 16 સોમવારનું વ્રત કરતી હોય છે. પરંતુ લગ્ન પછી તેમના પતિઓને જોતાં એમ જ લાગે કે ભગવાન શિવજી સોળેય સોમવાર રજા પર ગયા હશે.

¤¤¤

પત્ની તેની સાડીનો છેડો ખોસે તો સમજી લેવાનું બોસ કે કાં તો એક સામટાં બધાં કામ પતાવવાના ઈરાદામાં છે કાં તો તમને પતાવવાના ઈરાદામાં છે...

¤¤¤

એક મરઘીએ બતક સાથે લગ્ન કરી લીધાં.

સમાજના મરઘા: અમે બધા મરી ગયા હતા કે બતક સાથે લગ્ન કરવાં પડ્યાં?

મરઘી: હું તો તમારામાંથી જ કોઈની સાથે પરણવાની હતી પણ, મમ્મી-પપ્પાની ઈચ્છા હતી કે હું નેવીં હોય એવા છોકરા સાથે પરણું.

¤¤¤

ગગો ક્યારનોયે એક બરફનો ટુકડો હાથમાં લઈને ચેક કરી રહ્યો હતો.

ભગો: શું કરે છે લા ક્યારનો?

ગગો: બસ ચેક કરું છું કે આ લિકેજ ક્યાંથી થાય છે?

¤¤¤

સાધુ: બચ્ચા તુઝે સ્વર્ગ મિલેગા, લાઓ કુછ દક્ષિણા દે દો.

સંતા: ઠીક છે, હું તમે આજે દક્ષિણામાં દિલ્લી આપું છું. આજથી દિલ્લી તમારી.

સાધુઃ શું દિલ્લી તમારી છે કે મને દક્ષિણામાં આપો છો.

સંતાઃ તો શું સ્વર્ગ તમારા પિતાશ્રીનું છે? જેને ચારેબાજુ વહેચી રહ્યા છો.

¤¤¤

સંતા - આજે મેં બસ પાછળ દોડી ત્રણ રૂપિયા બચાવી લીધા.

બંતા - અરે મૂર્ખ જો ટેક્સી પાછળ દોડતો તો સૌ રૂપિયા બચી જતા.

¤¤¤

ટીચર- કહો સૌથી પછી આવતા દાંતને શું કહેવાય છે?

એક છાત્ર - નકલી દાંત.

¤¤¤

પત્ની- તમે પહેલાં મને કેમ ના કહ્યું કે તમારી રાની નામની બીવી છે.

પતિ- મેં તમને કહ્યું તો હતું કે હું તમને રાનીની જેમ રાખીશ.

¤¤¤

રાબડી- શું કરો છો?

લાલૂ- પત્ર લખુ છું મિત્રને.

રાબડી- પણ તમને તો લખતાં આવડતું નથી.

લાલૂ- તો એને પણ વાંચતા ક્યાં આવડે છે?

¤¤¤

વિદ્યાર્થી - સર, મેં જે કામ નથી કર્યું તેના માટે મને સજા મળશે?

સર – ના.

વિદ્યાર્થી - મેં આજે મારું હોમવર્ક નથી કર્યું.

¤¤¤

એક માણસ ડાક્ટરને -સાહેબ ઘરે આવવાની કેટલી ફી લેશો?

ડાકટર વિચારીને - 300 રૂપિયા.

માણસ - પછી હાલો.

ડાકટર -ઝપાટે બાઈક ઉપાડી ચાલ્યો. ઘરે આવીને દર્દી ક્યાં છે?

દર્દી કોઈ નથી. ટેક્સીવાળા 500 રૂપિયા માંગતા હતા. તમે 300માં જ લઈ આવ્યા.

¤¤¤

સંતા એની પત્ની સાથે ઓટોમાં બેઠો.

રિક્શાવાળો અરીસો સેટ કરવા લાગ્યો.

સરદાર ગુસ્સામાં - તું મારી પત્નીને અરીસામાં જોવાની કોશિશ કરે છે? જા પાછળ બેસી જા, હું રિક્શા ચલાવીશ.

¤¤¤

પુરુષ - કોઈએ મને પૂછ્યું, લગ્ન પહેલાં તમે શું કરતા હતા.

પુરુષ - જે મારું મન કહેતું હતું તે.

¤¤¤

બે અક્ષરનું હોય છે લક.

ત્રણ અક્ષરનું હોય છે નસીબ,

સાડા ત્રણ અક્ષરનું હોય છે કિસ્મત,

અને આ ત્રણેય ચાર અક્ષરના મહેનત શબ્દ સામે ખૂબ નાના છે.

¤¤¤

એ મંદિરમાં પણ જાય છે.

અને મસ્જિદ પણ જાય છે.

એ ગુરુદ્વારામાં પણ જાય છે

અને ચર્ચમાં પણ જાય છે,

કહેવાનો અર્થ એટલો જ કે,

હેરાન પતિનો કોઈ ધર્મ હોતો નથી.

¤¤¤

આત્મહત્યા બે પ્રકારની હોય છે.

એક તો ગળામાં દોરીનો ફંદો બનાવો અને સીધા જ ઉપર જાઓ.

બીજો પ્રકાર છે. ધીમે ધીમે ઉપર જવાનો, ગળામાં લગ્નની વરમાળા પહેરો અને જિંદગીભર લટક્યા રહો.

¤¤¤

બાપુ - મનમોહનસિંહ મારા માટે પ્રેરણારૂપ છે. હું તને પણ કહું છું કે તેમને જોઈને કંઈ શીખ.

બા - શું શીખું?

બાપુ - મોઢું બંધ રાખવાનું.

¤¤¤

ક્લાસની બારી પર વાંદરો આવીને બેઠો

છોકરી - સર, તમારા ભાઈ આવ્યા.

સર - બેન, જમાનો બદલાઈ ગયો છે. શરમાઈશ નહીં, હવે તો બધાને નામથી બોલાવાય.

¤¤¤

બા - મેં આજે ટોકિઝમાં પા પિક્ચર જોયું.

બાપુ - ડોબી. ગઈ હતી તો આખું પિક્ચર જોઈને આવવું જોઈએ ને! પા કેમ જોયું?

¤¤¤

રામલાલ(દીકરાને) - જો તું પરીક્ષામાં ફેલ થાઉં તો મને પપ્પા ન કહેતો.

રામલાલ - શું રીઝલ્ટ લાવ્યો?

ચુપ રહે, રામલાલ તેં તારો હક ખોઈ દીધો છે.

¤¤¤

એક વૃદ્ધ માણસ ડૉક્ટર પાસે ગયો અને કહેવા લાગ્યો, સાહેબ મારા વાળ બહુ ખરે છે. કોઈક દવા આપો.

ડોકટરે એને એક ખાલી ડબ્બો આપી દીધો. આમાં સાચવી રાખજે.

¤¤¤

એક માજીએ સિંઘમને લાફો માર્યો,

સિંઘમ - મને કેમ લાફો માર્યો, અને તમે છો કોણ?

માજી - માજી સટકેલ

¤¤¤

પી.કે. ફિલ્મના પોસ્ટરમાં આમિર ખાન પોતાના ઉઘાડા શરીર સામે એક માત્ર ટેપ-રેકોર્ડર ધરીને ઊભો છે.

ગબ્બરનો અવાજ સંભળાય છેઃ 'યે હાથ મુઝે દે દે આમિર!'

આમિર ખાનઃ 'આત્તેરી! ફીર યે ટેપ-રેકોર્ડર કૌન પકડેગા?'

¤¤¤

છોકરીનો સવાલઃ કાલે હું તારા ઘરે રાખડી લઈને આવી હતી. તેં બંધાવી કેમ નહિ?

છોકરાનો જવાબઃ કાલે હું તારા ઘરે મંગળસુત્ર લઈને આવું, તો બંધાવી લઈશ?

¤¤¤

કૂતરો અને એનો માલિક થિયેટરમાં જઈ રહ્યા હતા. કોઈએ પૂછ્યું 'ક્યાં જાવ છો?'

માલિકઃ ''એન્ટરટેઈનમેન્ટમાં.'

શો પત્યા પછી કૂતરો અને માલિક બહાર નીકળ્યા. કોઈએ ફરી પૂછ્યુઃ 'હવે ક્યાં જાવ છો?'

માલિકઃ 'મેન્ટલ હોસ્પિટલમાં. એ પણ કૂતરાઓની!'

¤¤¤

'હમશકલ્સ' બનાવનાર સાજીદખાને કોર્ટમાં 'એન્ટરટેઈનમેન્ટ' સામે કેસ કર્યો છે. એનું કહેવું એમ છે કે મેં તો માણસોને કૂતરા બનાવ્યા હતા, પણ આણે તો કૂતરાને માણસ જેવો બનાવ્યો છે. યે તો કુત્તોં પે સરાસર જુલ્મ હૈ!'

¤¤¤

એક સરવે મુજબ રોડ ઉપર થતા અકસ્માતોમાં ૧૫ ટકા અકસ્માતો ડ્રાઈવરના દારૂ પીવાને કારણે થાય છે.

મતલબ કે બાકીના ૮૫ ટકા ચા, કોફી, લીંબુપાની વગેરેથી થાય છે! તમે જ કહો, વધારે ખતરનાક શું?

¤¤¤

નટવરસિંહનું નવું નામઃ નોટોરીયસ સિંહ.

¤¤¤

ચેટિંગ ચેટિંગ?

યસ, પાપા!

ગર્લ-ફ્રેન્ડ સેટિંગ?

નો, પાપા!

ઓપન વોટ્સ-એપ?

હાહાહા.

¤¤¤

કડકાસિંગ ગોવાના બિચ ઉપર આરામથી સૂતા હતા. એવામાં એક ધોળિયો અંગ્રેજ ત્યાંથી નીકળ્યો. એણે કડકાસિંગને પૂછ્યું, "રિલેક્સીંગ?"

કડકાસિંગે જવાબ આપ્યો, "નો નો. કડકાસિંગ." એ પછી કડકાસિંગ ઊભા થઈને બિચ પર આંટો મારવા નીકળ્યા. અહીં એક બીજો એક સરદાર લાંબો થઈને સુતો હતો.

કડકાસિંગે એને પૂછ્યું, "રીલેક્સીંગ?"

પેલાએ કીધું, "યા યા..."

કડકાસિંગ, "તો આંયાં શું સૂતો છે? ઓલ્યો વાં તને ક્યારનો ગોતે છે!"

¤¤¤

આજ અજબ કિસ્સા દેખા હમને ખુદકુશી કા... એક શખ્સને 'જિંદગી' સે તંગ આ કર 'મહોબ્બત' કર લી!

¤¤¤

૧૫મી ઑગસ્ટે મોદીને પ્રવચન કરતાં જોઈને રણઝણસિંહે સટીક અવલોકન કર્યું છે. એ કહે છે કે "મોદી દેશની સમસ્યાઓથી જેટલા નથી ઘેરાયા એટલા સુરક્ષા જવાનોથી ઘેરાયા છે, બિચ્ચારા!"

¤¤¤

નીચેના નવા વાયરસોથી ચેતતા રહો.

ઈસને-બોલા.

ઉસને-બોલા.

ઐસે-બોલા.

કૈસે-બોલા?

ક્યું-બોલા?

કબ-બોલા?

કહાં-બોલા?

તું-બોલા.

વો-બોલા.

યે-બોલા.

સબને-બોલા.

જુઠ-બોલા.

આ તમામ વાયરસો પેલા 'ઈ-બોલા' વાયરસ કરતાં વધારે ખતરનાક છે. જનહિતમાં જારી.

¤¤¤

એક ગરીબ યુવાનનાં લગ્ન થઈ રહ્યાં હતાં. પંડીતે યુવાન પાસે શપથ લેવડાવ્યાઃ "હું મારું સર્વસ્વ તને સમર્પિત કરું છું."

પાછળથી એક અવાજ આવ્યોઃ "લો, બિચ્ચારાની સાઈકલ પણ ગઈ!"

¤¤¤

**સસ્પેન્સ...**

આખરે સસ્પેન્સ ખુલી ગયું!

'અચ્છે દિન આયેંગે...'નું સ્લોગન કેમ આટલું જલ્દી ફ્લોપ ગયું?

કારણકે એ 'મેઈડ ઈન ચાઈના' હતું!

¤¤¤

સાબરમતી નદીના કિનારે, રીવરફ્રન્ટમાં બાંધેલા સંખેડાની કારીગરીવાળા હિંડોળા પર બેઠાં બેઠાં મોદીએ જિનપિંગને પાન-મસાલો ખવડાવ્યો.

જિનપિંગ થોડીવાર પછી મસ્તીમાં ડોકું હલાવીને બોલ્યાઃ "માંચ ગ્યા ઓલ્યા એમઓયુ! મોદી ભાચ, આપણે તો ચાઈનામાં હવે ગલ્લા જ કરવા છે!"

¤¤¤

સન્તા દહીં લેવા નદીને પેલે પાર ગયો. બે કિલો દહીં લઈને હોડીમાં બેઠો. હોડીમાં જોડે બન્તા પણ હતો. નદીમાં પૂર આવ્યું. હોડી હાલક ડોલક થવા લાગી. એમાં દહીંની તપેલી નદીમાં પડી ગઈ.

બન્તાએ સન્તાને થપ્પડ મારી દીધી.

સન્તાઃ થપ્પડ ક્યું મારા?

બન્તાઃ અબે, ઈતની સારી લસ્સી પીએગા કૌન?

¤¤¤

બાપુઃ એલા છોકરા તારું નામ શું?

છોકરોઃ દીનું પટેલ.

બાપુઃ ઠીક, તો રાતનું?

¤¤¤

હોકાયંત્રની સોય હંમેશાં ઉત્તર દિશા જ કેમ બતાડે છે? કારણકે રજનીકાન્ત સાઉથમાં રહે છે અને સોયની શું હિંમત છે કે એની તરફ આંગળી ચીંધે?

લોકો પોતાનાં સ્ટેટસ અપડેટ બ્લેકબેરી, આઈ-ફોન, આઈ-પેડ, વગેરેથી મારે છે. રજની સર એમનું સ્ટેટસ અપ-ડેટ... માત્ર મામુલી કેલ્ક્યુલેટરથી મારી શકે છે! અચૈયો!

પત્રકારઃ રજની સર, તમારી ઉપર લગભગ કેટલી જોક્સ બની હશે?

રજની સરઃ હશે, એક કે બે.

પત્રકારઃ ફક્ત એક-બે જ?

રજની સરઃ (લાફો મારીને) યેન્ના રાસ્કલા! બાકી સબ સચ હૈ!

રજનીકાન્તના કુતરાના પાંજરાની બહાર શું બોર્ડ માર્યું હશે? "માલિક સે સાવધાન!"

ગેલિલિયો ફાનસમાં અભ્યાસ કરીને વૈજ્ઞાનિક બન્યો. ગ્રેહામ

બેલ મીણબત્તીના પ્રકાશમાં ભણીને વૈજ્ઞાનિક બન્યા. શેક્સપિયર તો સડકના થાંભલાની લાઈટે બેસીને લખતાં શીખ્યો. પણ રજની સર? - ઓન્લી અગરબત્તી!

જ્યારે નાનો રજની નિશાળે ભણવા જતો હતો ત્યારે ડરના માર્યા શિક્ષકો ગુટલી મારતા હતા!

બાળપણમાં રમતાં રમતાં બાબા રજનીએ એક બહેનને 'સ્ટેચ્યૂ' કહી દીધેલું! બિચારી આજે પણ એ અમેરિકાના દરિયામાં 'સ્ટેચ્યુ ઑફ લિબર્ટી' બનીને ઊભી છે! છોડાવે કોણ? હેહેહે...

રજનીકાન્તનું કેલેન્ડર ૩૧મી માર્ચ પછી સીધી ૨ એપ્રિલ બતાડે છે! બિચારા કેલેન્ડરની શું ઓકાત કે રજની સરને 'પહેલી એપ્રિલ' બતાડે!

એક વાર રજની સર ક્રિકેટ મેચ રમતા હતા. એવામાં વરસાદનાં વાદળ ઘેરાયાં... વીજળીના કડાકા થયા. પણ થોડી જ વારમાં આકાશવાણી દ્વારા એનાઉન્સમેન્ટ ગુંજી ઊઠ્યું, "આજ રજની સર કી વજહ સે બારિશ રદ્દ કી જાતી હૈ."

રજની સરનો આ મેસેજ ભારતીય માનવાધિકારોના જનહિતમાં જારી કરવામાં આવ્યોઃ "રજની સરના જોક્સ બનાવવાના બંધ કરો, નહિંતર તમારું ઈન્ટરનેટ જ ડિલીટ થઈ જશે."

¤¤¤

છોકરીઃ હાય ! આઈ એમ લીસા.

છોકરોઃ હાય, આઈ એમ ખરબચડા!

¤¤¤

કાઠીયાવાડી કડકાસિંગે ૧૦૦ વરસ તપસ્યા કરી. ભગવાન પ્રસન્ન થયા. પ્રગટ થઈને કહે "લે, આ અમૃત !"
કાઠીયાવાડી કડકાસિંગઃ હમણાં નંઈ.
ભગવાનઃ કેમ ?
કાઠીયાવાડીઃ મોઢામાં માવો છે.

¤¤¤

સંજય દત્તઃ જેલર સા'બ, મુઝે ફિર બાપુ દિખને લગા હૈ.

જેલરઃ કિધર

સંજય દત્તઃ ઉધર ધોતી મેં.

જેલરઃ વો આસારામ હૈ...

¤¤¤

**આંસુની કિંમત**

સુંદર સ્ત્રીના આંસુની કિંમત તમે શું જાણો ?

જ્યારે આંસુનું એક ટીપું બહાર આવે છે ત્યારે 'લો- રિયલ'નું આઈ-લાઈનર ખરાબ થાય છે. (૬૫૦ રૂપિયા)

'ડીઓર'નો મસ્કરા બગડી જાય છે. (૨૫૦૦ રૂપિયા).

જ્યારે આંસુ ગાલ પર દદડે છે ત્યારે 'ડીએન્ડજી'ના બ્લશરની બરબાદી થાય છે (૨૫૦૦ રૂપિયા)

અને આખરે જ્યારે તે આંસુ હોઠને જઈને પડે છે ત્યારે 'લેકમે એબ્સોલ્યુટ કલેક્શન'ની લિપસ્ટીકને તારાજ કરે છે (રૂપિયા ૭૫૦).

હજી સમજો મિસ્ટરો! એક આંસુ તમારા ૭૦૦૦ રૂપિયાની પથારી ફેરવે છે. જનહિતમાં જારી.

¤¤¤

રાજસ્થાનના એક ગામડામાં માસ્તરે છોકરાને કહ્યું "કબીર કા કોઈ દોહા સુનાઓ."
છોકરોઃ

"કબીરો સાળો બાવરો, દોહા દિયો બનાય.

ખુદ તો હાળો ખિસક ગિયો, મન્ને દિયો ફસાય !"

¤¤¤

સન્તા દરના દરવાજે રાતે ટકોરા પડયા.

સન્તાઃ કોન હૈ?

અવાજઃ પુલીસવાલે હૈ

સન્તાઃ ક્યા કામ હૈ

અવાજઃ બાત કરની હૈ

સન્તાઃ તુમ કિતને લોગ હો ?

અવાજઃ તીન

સન્તાઃ તો આપસ મેં બાત કર લો ના !

¤¤¤

મૈં ને પૂછા ચાંદ સે, દેખા હૈ કહી, મેરે યાર સા હંસી?
ચાંદને કહાઃ એક મિનિટ...
પહલી બાત તો યે કે મેં તેરે બાપ કા નૌકર નહી હું. દૂસરી બાત, ઈતની ઉપર સે કુછ દિખતા નહી હૈ, ઔર તીસરી બાત, યે તુમ્હારી નૌટંકી તુમ જમીન પર હી કરો મેરે કો ઈસ મેં ઈન્વોલ્વ મત કરો. વૈસે ભી મેં તમારી આજુબાજુ ગોલગોલ ઘુમ કે પક ચૂકા હું!

¤¤¤

બિલાવલ ભુટ્ટો કહે છે કે અમે ઈન્ડિયા પાસેથી આખેઆખું કાશ્મીર લઈ લઈશું.

એને કહીએ કે બકા, અમે ઈન્ડિયાવાળા કોઈને ટ્રેનમાં કે બસમાં બેસવા માટે સીટ બી નથી આલતા તો તને કાશ્મીર કાંથી આલી દેવાના?

અને બકા, હાંભળ, પેલા સન્ની દેઉલને જોશે તો કાશ્મીર પડતું મૂકીને કહેશે, બકા, પહેલાં પેલો હેન્ડપંપ પાછો લાય!

¤¤¤

ભક્તઃ ભગવાન મને બસ એક વરદાન આપ, તું જ્યાં રહે છે ત્યાં મને પણ સ્થાન અપી દે.

ભોલેનાથઃ ઓ અક્કલના ઓથમીર, અહીં 15 ડીગ્રી તો તારાથી સહન નથી થતી અને ત્યાં કૈલાસ માન સરોવરની માઇનસ ડીગ્રીમાં તું  શું તંબુરો રહીશ?

¤¤¤

દીકરી માટે છોકરો શોધતી વખતે મા-બાપ ખાસ બે બાબતોનં ધ્યાન રાખે છેઃ 1. છોકરો ખાતા-પીતા ઘરનો હોય. અને 2. છોકરો પીતો ના હોય.

¤¤¤

ફેસબુક ચેટિંગઃ છોકરીઃ તારી પાસે કાર છે?

છોકરોઃ હા મારી પાસે બીએમડબ્લૂ છે.

છોકરીઃ ખબર નહીં કેમ હની, પણ મને તારી સાથે વાત કરવી બહુ ગમે છે.

છોકરોઃ પણ એ કાર ભાડાની છે.

છોકરીઃ અરે યાર, હું તને કહેવાનું ભૂલી જ ગઈ કે મારે બોયફ્રેન્ડ છે.

છોકરોઃ કારણકે મારી લેમ્બોર્ગિની કાર અત્યારે સર્વિસમાં આપેલી છે.

છોકરીઃ મેં હમણાં કહ્યું એ ભૂલી જા હની, એની સાથે તો મારું બ્રેક-અપ પણ થઈ ગયું છે.

¤¤¤

સાસરેથી ફોન આવ્યોઃ જમાઈરાજ તમારા સાળા માટે આ રવિવારે છોકરી જોવા જવાની છે, તો આવી જજો તમે.

જમાઈઃ તમે જાતે જ પસંદ કરી લેજો છોકરી. હં મારા છોકરી જોવાના નિર્ણય લેવામાં થાપ ખાઈ ગયો છું તો બીજાને શું

મદદ કરું?

¤¤¤

ડૉક્ટરઃ તમારા શરીરમાં બહ અશક્તિ આવી ગઈ છે. ફ્રુટ ખાવાનાં રાખો અને તે પણ છાલ સાથે.

દરદી (અડધો કલાકમાં પાછો આવ્યો): સાહેબ મને પેટમાં બહુ દુ:ખે છે.

ડૉક્ટરઃ શું ખાધુ હતું?

દરદીઃ સાહેબ છાલ સાથે નારિયેળ

¤¤¤

ક્રિસમસ પાર્ટીમાં ભાઇબંધો ભેગા થઈને દારૂની મહેફીલ કરી રહ્યા હતા ત્યાં એક જણનો મોબાઇલ રણક્યો.

છોકરોઃ હેલો.

ગર્લફ્રેન્ડઃ ડાર્લિંગ હું માર્કેટમાં છું, એક 50,000નું નેકલેસ મને ગમી ગયું છે, હું લઈ લઉં?

છોકરોઃ હા લઈ લે.

ગર્લફ્રેન્ડઃ એક ડ્રેસ પણ મને બહુ ગમે છે, 5500નો છે એ લઈ લઉં?

છોકરોઃ હા, લઈ લે, કઈં વાંધો નહીં.

ગર્લફ્રેન્ડઃ મારી પાસે તારું ક્રેડિટ કાર્ડ છે, તેમાંથી જ બીલ પે કરું છું.

છોકરોઃ હા, વાંધો નહીં.

બધા જ મિત્રોઃ એ ભાઈ તું ગાંડો થઈ ગયો છે કે પછી તું તારી ગર્લફ્રેન્ડને આટલો બધો પ્રેમ કરે છે એ અમને બધાને બતાવે છે?

પહેલો છોકરો: એ બધુ છોડો, પહેલાં એ કહો, આ મોબાઇલ કોનો છે?

¤¤¤

ભગો હજી ઓફિસ આવ્યો, જઈને બોસની કેબિનમાં જઈને હાજરી પૂરાવી આવ્યો અને બેગ લઈને ઘરે પાછો નીકળ્યો, આ જોઇ તેના કલીગ ગગાએ પૂછ્યું: હજી હમણાં તો તું આવ્યો અને પાછો પણ ચાલ્યો? કઈં પ્રોબ્લેમ તો નથી ને?

ભગો: ના, આ તો સરે મને કહ્યું કે, "હેવ અ ગુડ ડે," એટલે ઘરે જઉં છું.

¤¤¤

લગ્નમાં દગો થયો હોય એવું તો ત્યારે લાગે જ્યારે ગાય જેવા ગુણ બતાવી સિંહણ સાથે પરણાવી દેવામાં આવ્યો હોય.

¤¤¤

ગગો: બોલ તો ભગા, પચવામાં સૌથી ભારે ખોરાક કયો?

ભગો: હવે એ તો ઘી જ હોવું જોઇએ લ્યા.

ગગો: ના રે.

ભગો: તો?

ગગો: ગોળધાણા, વર્ષો પહેલાં એક જ વાર ખાધા છે, હજી સુધી પચ્યા નથી!

¤¤¤

ગગાએ હેલ્થ એડવાઇઝ કેન્દ્ર ખોલ્યું, જેમાં એ બધાને હેલ્થ રિલેટેડ સલાહ આપતો. એક દિવસ એક જાડી મહિલા આવી.

મહિલા: મારે વજન ઘટાડવા શું કરવું જોઇએ?

ગગો: પહેલાં તમારું માથું ડાબી બાજુ ફેરવવાનું, અને પછી જમણી બાજુ ફેરવવાનું.

મહિલા: બસ આટલું જ કરવાથી વજન ઘટી જશે?

ગગો: હા, કોઇપણ તમને કઈં ખાવાનું ઓફર કરે એટલે આ કસરત કરવાની.

¤¤¤

પપ્પુ: ડૉક્ટર સાહેબ આ નામની દવા આખા શહેરમાં ક્યાંય નથી મળતી.

ડૉક્ટર: મળે જ ક્યાંથી? હું દવા ખલવાની જ ભૂલી ગયો હતો. આ તો મારી સિગ્નેચર છે.

¤¤¤

ચિંકી બસ સ્ટેન્ડ પર પહોંચી તો, એક હેન્ડસમ છોકરાને જોઇ મોહી પડી અને તેના મોંમાંથી નીકળી ગયું: 'I LOVE YOU.'

છોકરાએ બાજુમાં આવીને તેના માથા પર દુપટ્ટો ઓઢાડ્યો અને પછી કહ્યું: રામનું નામ લે. આ બધા પ્રેમ મહોબ્બતમાં કઈં લેવાનું નથી. આ કાગળમાં તને ગાયત્રી મંત્ર લખીને આપું છું. રોજ રાત્રે સૂતાં પહેલાં તેનો જાપ કરજે, ભગવાન સદબુદ્ધિ આપશે. (અને ચિંકીના હાથમાં એક કાગળ પકડાવી ત્યાંથી નીકળી ગયો.) તેના ગયા પછી ચિંકીએ ચિઠ્ઠી ખોલી જોયું તો તેમાં લખ્યું હતું: "અબે આંધળી, માર ખવડાવવાનો ઇરાદો છે કે શું? પાછળ મારી પત્ની ઊભી હતી. આ મારો મોબાઈલ નંબર છે. સેવ કરી લે. ફોન પર વાત કરશું. અને હા, I Love You 2."

¤¤¤

રાજકોટનો છોકરો: હું તારા માટે કઈં પણ છોડી શકું.

અમદાવાદી છોકરી: અચ્છા? તો મા-બાપ.

રાજકોટનો છોકરો: છોડ્યાં.

અમદાવાદી છોકરી: ભાઇ-બહેન.

રાજકોટનો છોકરો: છોડ્યાં એ પણ.

અમદાવાદી છોકરી: અને આ 135નો માવો.

રાજકોટનો છોકરો: એ બેન, તું ઘરે જા. તારા પપ્પા બોલાવે.

¤¤¤

ચિંટુ: પપ્પા તમારી દુકાનમાં આમ કામ કરી મારે મારુ જીવન નથી બગાડવું. મારે તો એક્ટર બનવું છે.

પપ્પા: કેમ?

ચિંટુ: મારે તો એક્ટર બનવું છે.

પપ્પા: લે આ સાવરણી પકડ, હું તને નોકરની એક્ટિંગ શીખવાડું.

¤¤¤

ભગાની પત્ની પોલીસ સ્ટેશનમાં: સાહેબ ક્યારે મળશે મારા ઘરવાળા?

ઇન્સ્પેક્ટર: મળી જશે, મળી જશે બહુ જલદી. કાલે રાત્રે જ અમને હાઇવે પરથી તમારા પતિનો મોજો મળ્યો છે. એ અમે અમારા કૂતરાને સૂંઘાડી દીધો છે. એ કૂતરો ભાનમાં આવે એવો તરત અમને તમારા પતિ સુધી લઈ જશે.

¤¤¤

ગગો અને ગગી ફોન પર વાત કરી રહ્યાં હતાં. ગગી: મને જ્યારે તારી બહુ યાદ આવે ત્યારે ફોનમાં તારો ફોટો જોઇ લઉં છું.

ગગો: અચ્છા! અને જ્યારે મારો અવાજ સાંભળવાનું મન થાય ત્યારે શું કરે છે?

ગગી: બીજું તો કઈં નહીં, બસ કૂતરાને એક લાત મારી આવું છું!

¤¤¤

જાપાનની એક સાબુની ફેક્ટરીમાં ભુલથી એક સાબુનુ પેકેટ

ખાલી રહી ગયું અને માર્કેટમાં પહોચી ગયું. જેને કારણે કંપનીએ વળતર ચુકવવું પડ્યું. આવી ભૂલ ફરી ન થાય તે માટે કંપનીએ 6 લાખનો ખર્ચ કરી એક્સ-રે અને સ્કેનિંગ મશીન લગાવી દીધું. જેથી કોઈ ખાલી પેકેટ પેક ન થઈ જાય.

એક ભારતીય ફેક્ટરીમાં આવી જ ઘટના બની. ફેક્ટરી માલિકે પેકિંગ લાઈન આગળ 6000 રૂપિયાનો જોરદાર હવા ફેંકતો મોટોપંખો લગાવી દિધો. ખાલી પેકેટ ઊડવા લાગતાં અને ભરેલાં પેકેટ આગળ ફાઈનલ પેકિંગમાં જતાં. છે ને ભારતીયો જુગાડ ગુરુ.

¤¤¤

પતિ-પત્ની શાકમાર્કેટમાં શાક લેવા ગયાં હતાં. પત્ની વારંવાર શાકના ભાવતાલ અને તોલમાપમાં રકજક કર્યા કરતી હતી. જેનાથી કંટાળીને છેવટે પતિએ કહ્યું: બસ હવે જે લેવું હોય એ જલદી લઈ લે ને. મને ઓફિસ જવાનું લેટ થાય છે.

પત્ની: તમે વચ્ચે માથાકૂટ ના કરો. ઉતાવળમાં ને ઉતાવળમાં તમારા જેવા પતિ મળી ગયા. એકની એક ભૂલ હવે એમ વારંવાર ના કરાય.

¤¤¤

મજાકની હદ તો ત્યારે થઈ જાય જ્યારે બગીચામાં સુંદર ગર્લફ્રેન્ડના હાથમાં હાથ નાખી બેઠા હોઇને અને અચાનક મિત્ર આવીને કહેઃ યાર, આના કરતાં તો ગઈકાલવાળી વધારે સારી દેખાતી હતી.

¤¤¤

સોનિયા: જેટલી રાજીનામું આપે.

મોદી: કઈ વાંધો નહીં ચાલો અમે જ તેમને કાઢી નાખીએ.

સોનિયા: નવા નાણામંત્રી કોણ બનશે પછી?

મોદી: સુબ્રમણ્યમ સ્વામી.

સોનિયા: અરે હું તો મજાક કરતી હતી મોદીજી. તમે પણ

ક્યાં મારી મજાકને પણ સિરિયસલી લઈ લો છો!

¤¤¤

બાપુએ કહ્યું હતું કે ઈજ્જત કરવી હોય તો પત્નીની કરો. કાળજી રાખવી હોય તો પત્નીની રાખો. પ્રેમ કરવો હોય તો પત્નીને કરો. પણ. પત્ની કોની, એ તો બાપુએ કહ્યું જ નહોતું!

¤¤¤

ઑપરેશન બાદ આંખ ખુલતાં જ પેશન્ટ બોલ્યો: "ડૉક્ટર સાહેબ, હવે તો હું સાજો થઈ ગયો ને?"

સામેથી જવાબ મળ્યો: ‘‘બેટા, ડૉક્ટર સાહેબ તો ધરતી પર જ રહી ગયા, હું તો ચિત્રગુપ્ત છું.’’

¤¤¤

બુલેટ ટ્રેનમાં મુંબઈથી અમદાવાદ 2 કલાકમાં. એટલે હવે મુંબઈમાં દારૂ પીને ઘરે પાછા આવી ડિનર પણ કરી શકાશે.

¤¤¤

જમાઈ 15 દિવસથી સાસરીમાં મહેમાન નવાજી કરાવતા હતા. છેવટે સાસુએ પૂછી લીધું: જમાઈરાજ તમે ક્યારે જવાના છો?

જમાઇ: કેમ?

સાસુ: આ તો તમને આવ્યે 15 દિવસ થઈ ગયા એટલે પૂછ્યું.

જમાઇ: તમારી છોકરી તો મારા ઘરે 6 મહિનાથી રહે છે, અમે તો આવું ક્યારેય નથી પૂછ્યું એને.

સાસુ: એ તો તમારી સાથે પરણીને આવી છે તમારે ત્યાં.

જમાઇ: તો શું મારું અપહરણ કરીને અહીં લાવવામાં આવ્યો છે મને?

¤¤¤

બેન્કના કર્મચારીઓની આ આદત જબરજસ્ત હોય છે. તેમને તેમની ગર્લફ્રેડ પણ પૂછે "Do you love me"તો આ જ જવાબ આપી દે."ઈંક્વાયરી માટે કાઉન્ટર નંબર 4 પર જાઓ."

¤¤¤

બોસે ઓફિસમં નવું કેલેન્ડર લગાવ્યું: I AM THE BOSS, DON'T FORGET AND REMAIN IN YOUR LIMITS (હું બોસ છું, આ વાત ભૂલતા નહીં અને તમારી મર્યાદામાં જ રહેજો.)

બોસ લંચ કરીને આવ્યા એ સમયે ટેબલ પર એક ચિઠ્ઠી પડી હતી, જેમાં લખ્યું હતું કે: "ઘરેથી તમારી પત્નીનો ફોન આવ્યો હતો, બહુ ગુસ્સામાં હતી, તેમણે કહ્યું છે કે, કહી દેજો તમારા સાહેબને કે, જે કેલેન્ડર ઘરેથી લઈ ગયા છો તે સાંજે ચૂપચાપ પાછું લાવીને જ્યાં હતું ત્યાં ટીંગાડી દે."

¤¤¤

સંતા (બંતાને): લાગે છે તને આ પુસ્તક ખુબ પસંદ આવ્યું છે, એટલે જ તો વારંવાર લાઈબ્રેરીથી લઈ જાય છે

બંતા (સંતાને): ના, ના, યાર. જ્યારે પહેલીવાર લઈ ગયો હતો ત્યારે એમાંથી 500 રૂપિયાની નોટ નિકળી હતી. વિચારું છું કે કદાચ ફરી મળી જાય.

¤¤¤

એક અંગ્રેજે સ્વામી વિવેકાનંદને પૂછ્યું: ભારતીય સ્ત્રીઓ હાથ કેમ નથી મિલાવતી? તેમાં તો કોઇ નુકશાન નથી.

સ્વામિ વિવેકાનંદ: શું તમારા દેશમાં કોઇપણ સામાન્ય માણસ તમારી રાણી સાથે હાથ મિલાવી શકે?

અંગ્રેજ: ના.

સ્વામિ વિવેકાનંદ: અમારા દેશની દરેક સ્ત્રી મહારાણી જ હોય છે.

¤¤¤

પૃથ્વીના નિર્માણ વખતે ભગવાને બધાને અલગ-અલગ રૂપરંગ અને ચહેરાવાળા બનાવ્યા. સૌથી છેલ્લો વારો ચીનનો આવ્યો. ત્યાં સુધી ભગવાન પણ એવા થાકી ગયા હતા કે કરી દીધું કૉપી, પેસ્ટ. કૉપી, પેસ્ટ. કૉપી, પેસ્ટ.

¤¤¤

આપણા દેશમાં 1000 છોકરાઓ સામે છોકરીઓનું પ્રમાણ 943 છે. હવે છે જે 57 છોકરા બચી જાય છે, એ જ આગળ જઈને ડૉ. કલામ, રતન ટાટા, અટલ બિહારી, રામદેવ, લોહિયા, નરેન્દ્ર મોદી બની જાય છે. બાકીના તો પોતાની મરજીથી શ્વાસ પણ નથી લઈ શકતા.

¤¤¤

ચંપા: સામેના ઘરમાં ક્યારનો ઝગડો ચાલે છે, એકવાર જઈ આવો ને.

ચંપક: એકવાર ગયો હતો એનો તો ઝગડો ચાલે છે.

¤¤¤

ફૂલ ગુલાબી ઠંડીમાં ભગાએ લલકારી શાયરી: મત ઢૂંઢો મુજે ઈસ દુનિયાકી તન્હાઈ મેં. મત ઢૂંઢો મુજે ઈસ દુનિયાકી તન્હાઈ મેં. ઠંડ બહોત હૈ. મૈં યહીં હું અપની રજાઇ મૈં.

¤¤¤

પતિ: આજકાલ તું મને સિગારેટ પીતાં નથી રોકતી, દારૂ પણ પીવા દે છે, હવે તને આ બધી વસ્તુઓ સામે જરા પણ વાંધો નથી?

પત્ની: ના LIC વાળો કાલે જ બધા ફાયદા સમજાવી ગયો છે.

¤¤¤

દિલ્હી: ગગો (ફોન પર મિત્ર ભગાને): ભાઇ અહીં મારામારી થઈ ગઈ છે. ફટાફટ ગાડીમાં 8-10 છોકરા લઈને આવી જા.

ભગો: મારી ગાડીનો નંબર ઈવન છે અને આજે ઑડ નંબરનો વારો છે યાર. આજનો દિવસ માર ખાઈ લે, કાલ સુધીમાં આવી જઈશ પાક્કું.

¤¤¤

છોકરી તેના પપ્પાના ઘરે 'રાણી' બનીએ રહે છે. પહેલીવાર સાસરે જાય ત્યારે 'લક્ષ્મી' બનીને જાય છે. સાસરીમાં કામ કરતાં-કરતાં 'બાઈ' બની જાય છે. આ રીતે છોકરીઓ બની જાય છે 'રાણી લક્ષ્મી બાઈ'. અને પછી વગર તલવારે જ પતિને અંગ્રેજ સમજીને તેની સામે જંગે ચઢે છે.

¤¤¤

ચીંકી: અરે વાહ, તારી પાસે તો નવી કાર, નવાં કપડાં અને નવાં ઘરેણાં પણ આવી ગયાં ને. તારા પતિએ નોકરી બદલી કે શું?

પીંકી: ના, મેં પતિ બદલ્યો.

¤¤¤

મૉલની બહાર બોર્ડ માર્યું હતું: "એક્સાઇટિંગ એક્સચેન્જ ઓફર. કોઇપણ જૂનો માલ આપો અને નવો લઈ જાઓ." કરસનકાકા કાકીને લઈને પહોંચી ગયા!

¤¤¤

અમે ક્રિઝ ગેલને એક વખત 'ડવ'થી ધોયો.

પછી?

પછી શું? 'ડવ'ને બે વાર 'ટાઇડ'થી ધોવો પડ્યો!

¤¤¤

પિતા: મોટી થઈને શું કરીશ બેટા?

દીકરી: મા બનીશ, નોકરી કરીશ, ભણીશ, લગ્ન કરીશ.

પિતા: બહુ સરસ બેટા, પણ સીક્વન્સનું થોડું ધ્યાન

રાખજે.

¤¤¤

એક દિકરીએ સાસરેથી તેની મમ્મીને ફોન કર્યો: દિકરી: મમ્મી મારો તમારા જમાઈ સાથે ઝગડો થઈ ગયો. હું તેને અહીં એકલો મૂકીને 15 દિવસ માટે તારે ત્યાં રહેવા આવું છું.

મમ્મી: સાંભળ, સાંભળ બેટા, આવા લોકોને આમ મજા કરવા માટે આવી તક તો ના જ અપાય. તેમને તો તેમના કર્મની સજા આપવી પડે. તું ત્યાં જ રહે, હું આવું છું તારે ત્યાં 15 દિવસ રોકાવા!

¤¤¤

પત્નીઓ ફળ જેવી હોય છે! કોઇ કેરી જેવી મીઠી તો કોઇ કેળા જેવી લાંબી, કોઇ સફરજન જેવી લાલ, તો કોઇ ચીકુ જેવી રસથી ભરેલી, કોઇ પપૈયા જેવી ગરમ તો કોઇ જમરૂખ જેવી મસાલેદાર, તકલીફ તો બસ પુરષોમાં જ હોય છે. એમને ફ્રુટ સલાડ જોઇતો હોય છે!

¤¤¤

એક મહિલા ચાર રસ્તે સિગ્નલ પર ઊભી હતી ત્યાં ભિખારી આવતાં તેણે તેને 5 રૂપિયા આપ્યા.

ભિખારી: મેડમ આ તો મારી સાથે અન્યાય કહેવાય.

મહિલા: કેમ આવું બોલે છે?

ભિખારી: આ પહેલાંની સિગ્નલ પરના ભિખારીને તો તમે 10 રૂપિયા આપ્યા હતા.

મહિલા: એ તને કેવી રીતે ખબર પડી?

ભિખારી: હમણાં જ વોટ્સએપમાં અમારા ભિખારી ગૃપમાં તેણે મેસેજ છોડ્યો હતો.

¤¤¤¤¤¤